# ગુજરાતી ઇંગ્લીશ ઍક્ઝરસાઇઝ.

એફ. આર. મરચંટ.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

# ગુજરાતી ઈન્કમટૅક્ષ ઍકાઉન્ટસ.

લખનાર

ફરામરોઝ આર. મરચંટ, એફ. એસ. એ. એ.,
ઈનકારપોરેટેડ એકાઉન્ટન્ટ (લંડન),

તે

ધી સીડનહેમ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીકસના એકાઉન્ટન્સી તથા
ઓડીટીંગના લેકચરર; મેસર્સ ફરામરોઝ આર. મરચંટ એન્ડ કુંપની,
ધંધાદારી એકાઉન્ટન્ટોની પેઢીના માલેક; ધી લંડન કમરશ્યલ
ઈન્સ્ટીટયુટના પ્રીનસીપલ; "ધી એકાઉન્ટન્ટસ ગાઇડ,"
"હીન્ટસ ઓન ધી સ્ટડી ઓફ એકઝેકયુટરશીપ
એકાઉન્ટસ" તથા "ઇનકમ, સુપર એન્ડ
એકસેસ પ્રોફીટસ ટેક્ષ, ઈન રીલેશન
ટુ એકાઉન્ટસ" ના કર્તા;
વીગેરે, વીગેરે.

છપાવી પ્રસિદ્ધ કરનાર:
**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**
કાલબાદેવી રોડ—પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

મુંબઈ:
એલન પ્રીંટીંગ પ્રેસ, નાο ૧૦, નાનાભાઇ લેન, કોટ,

૧૯૧૯.

રચનાર
ફરામરોઝ આર. મરચંટ, એફ. એસ. એ. એ.,
૩૭૩, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

પ્રગટ કરનાર
એન. એમ. ત્રીપાઠીની કુંપની, બુકસેલર્સ,
પ્રીનસેસ સ્ટ્રીટ, મુંબઇ.

છાપનાર
મંચેરશા જાલ દાવર,
એલન પ્રીટીંગ પ્રેસ, ૧૦, નાનાભાઇ લેન, કોટ, મુંબઇ.

# દીબાચો.

---

જ્યારે મારાં કેટલાંક કુળ તથા ઓળખીતાંઓને "ઇનકમટેક્ષ, સુપરટેક્ષ તથા એકસેસ પ્રોફીટસ (વૉર) ટેક્ષ" ઉપર લખેલી મારી ઇંગ્રેજી ચોપડીની ખબર પડી, ત્યારે તેઓએ મને એજ વીષય ઉપર એક ગુજરાતી ચોપડી પણ લખવાનો ઘણો આગ્રહ કર્યા કીધો. તેઓના એ આગ્રહને માન આપી આ ચોપડી લખવાંની મેં હીંમત કીધી છે. મેં ત્રણેક ઇંગ્રેજી ચોપડીઓ લખી છે, પણ ગુજરાતી તો આ પહેલવહેલીજ છે. માટે એમાં કાંઈ ભુલ હોય, તો આશા છે જે પ્રિય વાંચનાર મને તે માટે માફ કરશે.

આ ચોપડીમાં મેં ફકત ઇનકમટેક્ષના વીષયનોજ સમાવેશ કર્યો છે, અને સુપરટેક્ષ તથા વૅારટેક્ષ છોડી દીધા છે. કારણકે જેઓની આવક એ પાછલા બેમાંના એકપણ ટેક્ષને પાત્ર હશે, તેઓ મારાં મત પ્રમાણે જરૂર ઇંગ્રેજી જાણતા હોવા જોઇએ, અને તેઓ મારી ઉપલી ઇંગ્રેજી ચોપડીમાંથી તે વીષયોથી વાકેફ થઈ શકશે. મેં બનતાં સુધી એ વીષય ટુંકમાંજ સમજાવવાનો પ્રયત્ન કીધો છે. અને સહેલાઇથી સમજ પડવાને માટે ઉદાહરણો પણ જગે જગે આપ્યાં છે. આ ચોપડીમાં કાંઇપણ નજરચુક થઈ હોય, અને તે બદલ જો કોઇ મારૂં ધ્યાંન ખેંચવાની કૃપા કરશે, તો તેમનો હું બહુ આભારી રહીશ. આશા છે જે આ નાની ચોપડી આપણા ગુજરાતી જાણનારા ભાઇઓને કાંઇક ઉપયોગી થઈ પડશે, અને તેમ થશે તોજ મારી એ મહેનત સફળ થયલી ગણાશે.

ફે. રૂ. મ.

૩૭૩, હોર્નબી રોડ, કોટ,

મુંબઈ, તા૦ ૨૧-૯-૧૯૧૯.

હમણાંજ બહાર પડી ચુકી છે, તઇયાર છે !

સચિત્ર બીજી આવૃત્તિ.

ન્હાનાં બાળકો રસથી આનંદ લેતાં બોધ મેળવતાં વાંચે
એવું ૫૦૦ પાનાનું પુસ્તક.

ધારા નગરીનાં પ્રખ્યાત વિદ્વાન

# રાજા ભોજ અને કવિ કાલીદાસ.

## બુદ્ધિવર્ધક વાર્તાઓનો સંગ્રહ.

જુદા જુદા પ્રસંગો ઉપર કાલિદાસ પંડિતની સાથે મહારાજા ભોજને થયેલી વાતચીતો, શ્લોકો વગેરેનો સંગ્રહ.

આ પુસ્તકની ભાષા સરલ અને બાળકો વાંચીને સમજી શકે એવી સહેલી અને શુદ્ધ છે.

**કિંમત ૪ રૂપીઆ. પોસ્ટેજ તથા વી. પી. જુદુ.**

---

હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી,

દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક

# વહુને શીખામણ.

**લખનાર:**—રવિશંકર ગણેશજી અંજારિયા, ચીફ મેડીકલ ઓફીસર.
**માંગરોલ.**

વહુ અને માતાને તન્દુરસ્તી કેમ સાચવવી, તે બગડે તો તાત્કાલિક ઉપાય કેમ અને કેવા લેવા અને પોતે સુખી—આરોગ્ય—રહી આખા કુટુંબને સુખી કેમ બનાવવું એ શીખવનાર આ પુસ્તક દરેક ઘરને ખાસ ઉપયોગી છે.

ભાષા ઘણીજ સરળ અને ઘરગથુ છે; લખાણની શયલી ટુંકી, સહેલી, તુર્ત સમજી શકાય તેવી છે અને વિગતવાર અનુક્રમણીકાથી જરૂરને વખતે અમુક ભાગ તુર્ત કાઢી શકાય એવી સગવડ કરવામાં આવી છે.

**કિંમત રૂ. ૧-૦-૦ વી. પી. તથા ટપાલ ખર્ચ જુદું.**

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની, મુંબઈ.**

# સાંકળચું.

## પ્રકરણ ૧ લું.

### ઇન્કમટેક્ષનું ધોરણ તથા નિયમો.


| | | પાનું. |
|---|---|---|
| ૧. | ઇનકમટેક્ષ ખાતાંના અમલદારો ... ... ... | ૧ |
| ૨. | ઇનકમટેક્ષની શરૂઆત ... ... .. ... | ૨ |
| ૩. | ઇનકમટેક્ષ શું છે અને શાને લાગુ પડે છે? ... ... | ૨ |
| ૪. | ઇનકમટેક્ષ ક્યારે અને કોણે ભરવો? ... ... | ૨ |
| ૫. | કઇ કઇ આવક તથા નફા ઉપર ઇનકમટેક્ષ આપવો? ... | ૨ |
| ૬. | કરને પાત્ર આવકના વિભાગો અને સાધનો ... ... | ૩ |
| ૭. | કર ભરનારાઓની ફરજ તથા તેમને મલતા હક ... | ૪ |


---

## પ્રકરણ ૨ જું.

### વેપાર, વણજ, રોજગાર, વગેરેની આવક તથા નફો.


| | | |
|---|---|---|
| ૧. | નફામાંથી કઈ કઈ રકમ ખરચ, નુકસાન તથા ખોટ પેટે બાદ થઈ શકે? ... ... ... ... | ૬ |
| | (ક) ખરચની રકમો ... ... ... ... | ૬ |
| | (ખ) નુકસાન તથા ખોટની રકમો ... ... | ૭ |
| ૨. | અચોક્કસ અથવા ધંધાને લગતાં હંમેશના ક્રમમાં મેળવેલી ન હોય એવી આવક, નફો, ખોટ અથવા નુકસાન ... | ૧૦ |
| ૩. | ખરચ, ખોટ તથા નુકસાનની કઇ કઇ રકમ નફામાંથી બાદ ન થઇ શકે? ... ... ... ... | ૧૧ |
| ૪. | કર આકારવા માટે જોઇતા આવકના વાર્ષિક પત્રક ... | ૧૨ |
| | (ક) લીમીટેડ કમ્પનીઓ ... ... ... | ૧૨ |
| | (ખ) ભાગીદારી અથવા એકલા માલેક ... ... | ૧૨ |
| | (ગ) ઉદાહરણ ... ... ... ... | ૧૨ |

પાનું.

૫. નાખવામાં આવતો કર ... ... .. ... ૧૮
૬. ચોપડા, હિસાબ, પત્રક, ઓચર્યાં, સાક્ષી વગેરેની તપાસ... ૧૮
૭. ઇનિકમટેક્ષના દાવાની નોટીસ ... ... ... ૧૯
૮. ટેક્ષની આંકણી સામે વાંધો ... ... ... ૧૯
૯. ઇનિકમટેક્ષની આંકણી, દર તથા રકમ માટે બનાવવા જોઇતા હિસાબો, પત્રકો વગેરે ... ... ... ૨૦
૧૦. એકલા માલેક તથા ભાગીદારીના હિસાબ ... ... ૨૦
(૧) ધંધાને માટે નફા નુકસાન ખાતું બનાવ્યું ન હોય ત્યારે ફક્ત ખાતાંની બાકીઓ પરથી, ઇનકમટેક્ષ માટે બનાવવા જોઇતા હીસાબ... ... ... ૨૧
(ક) જમા પાસુ ... ... ... ... ૨૧
(ખ) ઉધાર પાસુ ... ... ... ... ૨૧
(ગ) ઉદાહરણ ... ... ... ... ૨૨
(૨) ધંધાને માટે નફા નુકસાન ખાતું બનાવ્યું હોય, તો તે ઉપરથી ઇનિકમટેક્ષની આંકણી માટે બનાવેલા હીસાબ ... ... ... ... ... ૨૫
(ક) જમા પાસું ... ... ... ... ૨૫
(ખ) ઉધાર પાસું ... ... ... ... ૨૫
(ગ) ઉદાહરણ ... ... ... ... ૨૫
૧૧. લીમીટેડ કમ્પનીઓના હિસાબ તથા ઉદાહરણ... ... ૨૭
૧૨. ભાગ્યાઓ વચ્ચે ઇનકમટેક્ષની વહેંચણી ... ... ૩૦
(ક) જ્યાં ભાગ્યાઓ ઇનકમટેક્ષમાંથી મુક્ત થવાની અથવા ટેક્ષ ઓછો કરાવવાની માગણી ન કરે (ઉદાહરણ સાથે) ... ... ... ... ૩૦
(ખ) જ્યાં ભાગ્યાઓ ઇનિકમટેક્ષમાંથી મુકત થવાની અથવા ટેક્ષ ઓછો કરાવવાની માગણી કરે (ઉદાહરણ સાથે) ... ... ... ... ૩૪
(૧) જો ભાગીદારી રેજીસ્ટર થઇ હોય ... ૩૪
(૨) જ્યાં ભાગીદારી રેજીસ્ટર ન થઇ હોય ... ૩૪

## પ્રકરણ ૩ જું.

### શેર, ડીબેન્ચર, સીકયુરીટી વગેરેનું વ્યાજ.

| | | પાનું. |
|---|---|---|
| ૧. | ઇનકમટેક્ષ પહેલેથીજ કાપવામાં આવે છે ... ... | ૩૮ |
| ૨. | ઈનિકમટેક્ષની આંકણી માટે જોઇતો હીસાબ ... ... | ૩૮ |
| | (ક) ઉદાહરણ ... ... ... ... | ૩૮ |
| | (ખ) નોટ ... ... ... ... ... | ૪૧ |
| | (૧) જીંદગીના વીમાનું પ્રીમ્યમ ... ... | ૪૧ |
| | (૨) ઈનિકમટેક્ષનો દર ... ... ... | ૪૧ |
| | (૩) પાછો વસુલ કરવાનો ટેક્ષ ... ... | ૪૨ |

---

## પ્રકરણ ૪ થું.

### ઘરોની, મીલકતોની આવક.

| | | |
|---|---|---|
| ૧. | ઈનિકમટેક્ષને પાત્ર આવક શોધવાની રીત ... ... | ૪૩ |
| ૨. | ઈનિકમટેક્ષ માટે જોઇતા હીસાબ તથા પત્રક ... ... | ૪૪ |
| | (ક) ઉદાહરણ ... ... ... ... | ૪૪ |
| | (ખ) નોટ ... ... ... ... ... | ૪૮ |
| | (૧) વાર્ષિક ભાડું... ... ... ... | ૪૮ |
| | (૨) આગના વીમાનું પ્રીમ્યમ ... ... | ૪૮ |
| | (૩) ભાડું ઉઘરાવવાનો ખરચ ... ... | ૪૯ |
| | (૪) જીંદગીના વીમાનું પ્રીમ્યમ ... ... | ૪૯ |
| | (૫) માગેલી કપાઈના પુરાવા માટે વાઉચરો એટલે ઓચરયાં ... ... ... ... | ૪૯ |

---

## પ્રકરણ ૫ મું.

### વકીલ, એકાઉન્ટન્ટ, ડાકટર વગેરે ધંધાદારીની આવક.

| | | |
|---|---|---|
| ૧. | કરને પાત્ર આવક ... ... ... ... | ૫૦ |

પાનું.

૨. કરને પાત્ર આવક શોધવા માટે જોઈતા હિસાબ (ઉદાહરણ સાથે) ... ... ... ... ૫૦

---

## પ્રકરણ ૬ ઠું.

### પરચુરણ બાબદો.

૧. બીજાં સાધનોથી થતી આવક ... ... ... ૫૪
૨. કરને પાત્ર આવક (ઉદાહરણ સાથે)... ... ... ૫૪
૩. ભુલનો સુધારો ... ... ... ... ... ૫૭
૪. કર ભરનાર સીવાય બીજાઓની જોખમદારી ... ... ૫૮
૫. ધાર્મીક તથા ધર્માદા ખાતાંઓની આવક ... ... ૫૮
૬. ઇનકમટેક્ષની આંકણી માટેની પતામણી ... ... ૫૮
૭. કર કેમ મજરે લેવો ? ... ... ... ... ૫૯
(ક) ઈનકમટેક્ષમાંથી સદંતર મુકત થવા માટે (ઉદાહરણ સાથે) ... ... ... ૬૦
(ખ) ઈનકમટેક્ષ ઓછો કરાવવા માટે ... ... ૬૧
૮. ધંધાદારી એકાઉનટનટે ઇનકમટેક્ષ માટે તઇયાર કરેલા હિસાબ ... ... ... ... ... ૬૪
૯. ઈનકમટેક્ષના ચઢ ઉતરના દરનો કોઠો ... ... ૬૪
૧૦. ઈનકમટેક્ષ મજરે લેવાને માટે ચઢ ઉતરના દરનો કોઠો ... ૬૫

---

## પ્રકરણ ૭ મું.

### ઈન્કમટેક્ષ એકટ, ૧૯૧૮.

---

# પ્રકરણ ૧ લું.

## ઇન્કમટેક્ષનું ધોરણ તથા નિયમો.

### § ૧. ઇન્કમટેક્ષ ખાતાંના અમલદારો.

ઇન્કમટેક્ષનું ધોરણ અને નિયમો સમજવા માટે, ઇન્કમટેક્ષના અમલદારો પોતાના ખાતાંમાં શું શું ભાગ ભજવે છે તથા તેઓની શી ફરજો છે તે જાણવું લાભકારક છે.

એ ખાતું તેના વડા અમલદાર "ઇન્કમટેક્ષ કલેકટર"ના પુરતાબામાં રહે છે. અમલદારના હાથ નીચે બે બીજા અધીકારીઓ નામે "સેકન્ડ કલેકટર" અને "ડેપ્યુટી કલેકટર" કામ કરે છે. કલેકટર પોતે ઘણા ખરા સુપરટેક્ષની બાબદો તપાસે છે અને કોઇએ અપીલ કીધી હોય તો તેના ચુકાદા પણ આપે છે, જ્યારે "સેકન્ડ કલેકટર" અને ડેપ્યુટી કલેકટર કર ભરનારાઓના નફા ઉપર કર નાખવો, યા નહી, અને નાખવો તો કેટલો નાખવો જોઇએ તે સર્વે નક્કી કરે છે. જો કોઈ પણ કર ભરનાર કલેકટરના ચુકાદા સામે અપીલ કરવા માગે તો તે ઇન્કમટેક્ષના કમીશનરને અપીલ કરી શકે અને ત્યાર પછી કમીશનરનો ચુકાદો સેવટનો સમજવો.

ઉપલા અધીકારીઓ ઉપરાંત બીજા પણ નાના અમલદારો કલેકટરોને મદદ કરવા માટે રહે છે. જેમાં પણ બે ભાગ છે. એકતો "એકઝામીનર ઓફ એકાઉન્ટસ" એટલે હીસાબ તથા ચોપડાઓ તપાસનાર અને બીજા "ઇન્સપેકટરો" હીસાબ તપાસનાર ચોપડાઓ, પત્રકો વગેરે તપાસીને કરને પાત્ર આવક કેટલી હોવી જોઇએ તે મુકરર કરે છે. જ્યારે ઇન્સપેકટરોનું કામ ઘણા ખરા બહાર ફરતા રહેવાનુ હોય છે. તેઓ નાના નાના વેપારીઓથી તેઓની આવકના સાધનોની

વીગતો લઇને તેઓની કરને પાત્રની આવક નક્કી કરે છે. તેઓ બધે બધ ફરીને કલેકટરને નવા નવા વેપારીઓ તથા ધંધાદારીઓની સર્વ વીગતો પુરી પાડે છે.

## § ૨. ઈન્કમટેક્ષની શરૂઆત.

એ કર હિન્દુસ્તાનમાં પહેલ વહેલો ઈ. સને ૧૮૮૬ માં નાખવામાં આવ્યો હતો. જો કે વેલાતમાં તો એવો કર ઘણા વરસ અગાઉથી ચાલુ હતો. ૧૮૮૬ પછી ઈન્કમટેક્ષના કાયદાઓમાં ઘણો સુધારો વધારો થયા કીધો હતો. જેમ કરતાં કરતાં ૧૯૧૮ ના ઈન્કમટેક્ષ એકટમાં એ સર્વે સુધારા વધારા સમાવી દેવામાં આવ્યા છે. ૧૯૧૮ નો કાયદો ૧ લી એપ્રીલથી અમલમાં મુકવામાં આવ્યો હતો.

## § ૩. ઈન્કમટેક્ષ શું છે અને શાને લાગુ પડે છે?

"ઇન્કમટેક્ષ" સરકાર તરફથી નફા તથા આવક ઉપર નાખવામાં આવતો એક જાતનો કર છે કારણ કે સરકાર વેપાર, વણજ, માલ મીલકત વગેરેનું (કે જે નફા તથા આવકનાં સાધનો છે) રક્ષન કરે છે. એ કર બ્રિટિશ હિંદુસ્તાન તથા સોંથલ પરગણાને લાગુ પડે છે, તેમજ દેશી રાજ્યોમાં રહેતી બ્રિટિશ પ્રજા જો સરકારની નોકરીમાં હોય તો તેઓને પણ એ કર ભરવો પડે છે.

## § ૪. ઈન્કમટેક્ષ ક્યારે અને કોણે ભરવો?

એ કર હમેસાં અગાઉથી ભરવો પડે છે અને તે છેલ્લાં પુરાં થયલાં આખાં વરસની આવક તથા નફા ઉપર ચઢ ઉતરના દરે (ચોપડીની આખેરીએ બતાવેલા કોઠા મુજબ) ગણવામાં આવે છે. પણ લીમીટેડ કુંપનીઓ તથા રેજીસ્ટર્ડ ભાગીદારીઓને તો એ કોઠામાં બતાવેલા વધતામાં વધતાં દર મુજબ (એટલે દર એક રૂપીએ એક આનો) આપવો પડે છે.

## § ૫. કઈ કઈ આવક તથા નફા ઉપર ઈન્કમટેક્ષ આપવો?

નીચે જણાવેલાં સાધનો સીવાય બીજા કોઇ પણ સાધનથી ઉપજતી આવક તથા નફા ઉપર ટેક્ષ લાગુ પડે છે, જે નફો તથા આવક

બ્રિટિશ હિન્દુસ્તાનમાં ઉપજ્યો અથવા મલ્યો હોવો જોઇએ. તે ઉપરથી માલમ પડે છે કે બ્રિટિશ હિન્દુસ્તાનમાં રહેતા માણસની આવક તથા નફો દેશી રાજ્યમાં અથવા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર ઉપજતાં હોય અને તે આવક તથા નફો બ્રિટિશ હિંદુસ્તાનમાં ન લાવતાં જ્યાં ઉપજતાં હોય ત્યાંજ રાખવામાં આવે તો તે ઉપર ટેક્ષ લાગુ પાડી ન શકાય. નીચલી આવક કરને પાત્ર નથી :—

(ક) ટ્રસ્ટમાં રહેલી મીલકતની આવક, જે ધાર્મિક અથવા પરોપકારી કામમાં વપડાતી હોય.

(ખ) ધાર્મિક તથા પરોપકારી ખાતાંઓની આવક જે તેવાંજ કામોમાં વાપડવામાં આવે.

(ગ) સ્થાનીક અધીકારીઓ ( લોકલ ઓથોરીટીઝ ) ની આવક.

(ઘ) ઇન્ડિસ્ટ્રીયલ અને પ્રોવીડન્ટ વીમા કંમ્પનીઓનાં પ્રોવીડંટ ફંડની સીક્યુરીટીઓનું વ્યાજ.

(ङ) મરણ ઇજા અથવા નુકસાનીનો બદલો.

(ચ) વારસાઓ.

(છ) અસાધારણ ( ધંધા વેપારને લગતું ન હોય તે ) તથા કોઇજ વેળા ઉપજતી આવક અથવા નફો.

## § ૬. કરને પાત્ર આવકના વિભાગો તથા સાધનો.

(ક) પગાર, રોજ, વર્ષાન, પેનશન, બક્ષીસ, ફી, કમીશન, હકસાઇ, ભથ્થું વગેરે.

(ખ) શેર વગેરેનાં ડિવિડન્ડો તથા સીક્યુરીટીઓનું વ્યાજ.

(ગ) ઘરોની મીલકતોની આવક.

(ઘ) વેપાર વણજ વગેરેની આવક.

(ङ) ધંધાથી ઉપજતી આવક.

(ચ) ઉપર દર્શાવી નહી હોય તેવી સઘળી આવક, જેમ કે :—

(૧) મોર્ગેજ, લોન, ડીબેન્ચર, ડીપોઝિટ વગેરે પર ધીરેલાં નાણાંની આવક અથવા બ્યાજ.

(૨) બ્રિટિશ હિંન્દુસ્તાનની બહાર થતી આવક કે જે કોઈ પણ રીતે બ્રિટિશ હિંદુસ્તાનમાં મલતી હોય.

(૩) ડાયરેક્ટર ફી, સરવે ફી, વગેરે.

(૪) હિન્દુ એકત્ર કુટુંબની આવકમાંનો ભાગ.

(૫) જમીનનું ભાડું.

(૬) બીજી કોઇ પણ લેવડ દેવડથી થતો નફો અથવા ઉપર જણાવેલી ન હોય એવી કોઈ પણ આવક તથા નફો.

## § ૭. કર ભરનારાઓની ફરજ તથા તેમને મલતા હક.

કર ભરનારાઓની ફરજ છે કે તેઓ સરકારને પોતાની સઘળી આવક ઉપર લાગુ પડતો વાજબી કર આપે, કારણ કે સરકાર તેઓની માલ મીલકત, વેપાર વણજ વગેરેનું રક્ષણ કરે છે અને તેટલા માટે તેઓએ સારી રીતે પોતાનાં નામાં તથા ચોપડા રાખવા જોઇએ, જેમ કીધાથી તેઓ પાસથી વધુ કર ન લેવામાં આવે. કર ભરનારે બનતાં સુધી પોતાના ચોપડા ૩૧ મી મારચે બંધ કરવા અને તે કોઈ હુશીયાર એકાઉન્ટન્ટ ( હિસાબ તપાસનાર ) પાસે તપાસાવવા.

ઉપર મુજબ હિસાબ તથા ચોપડાઓ તપાસાવવાથી કર ભરનારની ખાતરી થાય છે, કે તેને કાયદા પ્રમાણે મલતા સઘળા હકોનો લાભ મળે છે અને તેની પાસથી વધુ કર લેવામાં આવતો નથી. તે હકો નીચે મુજબ હોય છે :—

(૧) જો કુલ્લે આંવક તથા નફો મલીને વરસ દહાડે રૂ. ૨૦૦૦)થી ઓછી હોય તો બીલકુલ કર ભરવો નહી.

(૨) જો કર ભરવાની આંકણી અથવા માંગણી ખોટી અથવા અઘટિત હોય તો તે સામે અપીલ કરવી.

(૩) જો કર ભરનારને એક અથવા વધુ ધંધામાં ખોટ આવી હોય તો તે ખોટ તેણા બીજા ધંધાના નફામાંથી બાદ કરીને પછી કર ભરવો.

(૪) કરને પાત્ર આવકમાંથી ઘર ખરચની કોઈ પણ રકમ બાદ કરવા દેવામાં આવતી નથી પણ જો જીંદગીનો વીમો ઉતરાવ્યો હોય તો તેનું પ્રીમીયમ ( કુલે આવકના છઠ્ઠા ભાગ સુધી ) બાદ આપવામાં આવશે.

(૫) શેર, સીકયુરીટી વગેરેનું વ્યાજ પહેલેથીજ ઇન્કમટેક્ષ દર રૂપીએ એક આનાને હિસાબે બાદ કરીને આપવામાં આવે છે. પણ જો કર ભરનારની કુલ આવક વરસ દહાડે રૂ. ૨૫,૦૦૦)ની અંદર હોય, તો તે મજકુર ઇન્કમટેક્ષનો થોડો ભાગ ( ચોપડીની આખેરીએ જણાવેલા કોઠા મુજબ ) પાછો મજરે લઇ શકાય.

# પ્રકરણ ૨ જું.

## વેપાર, વણજ, રોજગાર, વગેરેની આવક તથા નફો.

§ ૧. નફામાંથી કઈ કઈ રકમ ખરચ, નુકસાન તથા ખોટ પેટે બાદ થઈ શકે?

(ક) ખરચની રકમો:—

(૧) મકાનના સમારકામપર કીધેલો ખર્ચ, કે જે ઘરવાલો ભાડાંમાંથી વસુલ ન કરવા દે.

(૨) વેપાર કરવા માટે રાખેલાં મકાન અથવા જગ્યાનું ભાડુ, જો થોડું મકાન ઘરના વપડાસ માટે પણ લેવાનું હોય તો સગળાં ભાડાંનો થોડો ભાગ કલેકટરની સમજ શક્તિ પ્રમાણે બાદ આપવામાં આવશે. જો મકાણ પોતાનું ધણીઆતું હોય તો તેનું મ્યુનીસીપાલીટીના દર પ્રમાણેનું વાર્ષિક ભાડું બાદ આપવામાં આવશે.

(૩) વેપાર માટે ઉછીકા લીધેલાં નાણાં પર આપેલું વ્યાજ.

(૪) સાંચા કામ વીગેરે પર થતાં સમાર કામનો ખરચ.

(૫) વેપારને માટે વપડાતાં સાંચા કામ અને મકાનનાં ઉતરાવેલા વીમાનું પ્રીમ્યમ.

(૬) મકાન તથા જમીન ઉપર અપાતો મ્યુનીસીપાલીટીનો કર તથા મહેસુલ ખરચ વીગેરે.

(૭) વેપારની આવક તથા નફો મેલવવા માટે તથા વેપાર ચલાવવા માટે હંમેસનાં ક્રમમાં ખરચાયલી રકમ.

(ખ) નુકસાન તથા ખોટની રકમો:—

(૧) લેહણું વસુલ ન મલવાથી અથવા લાસડયું થવાથી ખમવી પડેલી ખોટ. એવું લેહેણું અથવા કરજ નફા નુકસાન ખાતે હવાલો નાખી લખી ન વાળ્યું હોય તો તે બાદ આપી શકાય નહી.

(૨) વેપાર ધંધાને માટે વપડાતાં મકાન તથા સાંચા કામની ઘસાઇને લીધે સરકાર નક્કી કરે એવા સેંકડે ચોક્કસ ટકા પ્રમાણે થતી ખોટ. કલેકટર ઘણું ખરૂં સાંચા કામની અસલ ખરીદ કીમત ઉપર સેંકડે ૫ ટકા તેમજ મકાન પર સેંકડે ૨॥ ટકા નીચલી સરતે બાદ કરવા દે છે:—

(ક) ઘસાઈની રકમ નફા નુકસાન ખાતે હવાલો નાખી લખી વાળી હોવી જોઇએ.

(ખ) ઉપર મુજબ બાદ કરી શકાય (એટલે ૫ તથા ૨॥ ટકા) તેવી ઘસાઈની રકમ જો ઇન્કમટેક્ષ માટે એકજ વર્ષમાં બધી બાદ ન થઈ શકે તો બાકીની રકમ ત્યાર પછીના વર્ષોના નફામાંથી બાદ કરી શકાય.

ઉદાહરણ:—એક સાંચો ૧ લી જાનેવારી ૧૯૧૨ ના દીવસે રૂ. ૮૦૦૦ માં ખરીદવામાં આવ્યો હતો. તેની ઘસાઈની રકમો બાદ કરવા પહેલાં નફાની રકમો ૧૯૧૨ માં રૂ. ૫૦૦ ૧૯૧૩ માં રૂ. ૩૦૦ ૧૯૧૪ માં રૂ. ૨૦૦ ૧૯૧૫ માં રૂ. ૯૦૦ ૧૯૧૬ માં ૧૦૦ તથા ૧૯૧૭ માં ૮૦૦ હતી. કલેકટરે સાંચાની ખરીદ કીમતપર ૫ ટકાને હીસાબે થતી ઘસાઈની રકમ બાદ કરવા થરાવ્યું હતું. ઉપલી શરત મુજબ ઇન્કમટેક્ષ ૧૯૧૮-૧૯ ની આંકણી માટે ૧૯૧૭ નાં નફામાંથી બાદ કરી શકાય એવી ઉપલા સાંચાની ઘસાઈ પેટેની રકમ કેટલી હોવી જોઈએ?

## ખુલાસો.

| તારીખ. | નફો. | બાદ થઈ શકે એવી ઘસાઈની રકમ. | ભવીષ્યનાં નફામાંથી બાદ કરવાની ઘસાઈની રકમ. | ટેક્ષ નાખવા માટેનો નફો. |
|---|---|---|---|---|
| ૩૧-૧૨-૧૯૧૨ | રૂ. ૫૦૦ | રૂ. ૪૦૦ | રૂ. — | રૂ. ૧૦૦ |
| ૩૧-૧૨-૧૯૧૩ | ,, ૩૦૦ | ,, ૩૦૦ | ,, ૧૦૦ | ,, — |
| ૩૧-૧૨-૧૯૧૪ | ,, ૨૦૦ | ,, ૨૦૦ | ,, ૩૦૦ | ,, — |
| ૩૧-૧૨-૧૯૧૫ | ,, ૯૦૦ | ,, ૭૦૦ | ,, — | ,, ૨૦૦ |
| ૩૧-૧૨-૧૯૧૬ | ,, ૧૦૦ | ,, ૧૦૦ | ,, ૩૦૦ | ,, — |
| ૩૧-૧૨-૧૯૧૭ | ,, ૮૦૦ | ,, ૭૦૦ | ,, — | ,, ૧૦૦ |

૧૯૧૭ ના નફા રૂ. ૮૦૦ માંથી બાદ કરી શકાય એવી ઘસાઈની રકમ ઉપર મુજબ રૂ. ૭૦૦ આવે છે.

(ગ) કોઈ પણ મકાન અથવા સાંચાકામપર નફામાંથી બાદ આપવામાં આવેલી ઘસાઈની સઘળી રકમોનો કુલ જુમલો તે સાંચાકામ અથવા મકાનની અસલ ખરીદ કીંમત કરતાં વધુ ન થવો જોઇએ.

ઉદાહરણ:—એક ગેસ ઈન્જીન, જે ૧ લી જાનેવારી ૧૮૯૮ ને દીવસે રૂ. ૨૫,૦૦૦ માં ખરીદયું હતું તે આસરે ૨૪ વર્ષ ચાલશે એમ આશા રાખવામાં આવતી હતી. કલેકટરે તેની ઉપર સેંકડે ૫ ટકા ઘસાઈ નફામાંથી બાદ કરવાની રજા આપી હતી. ૩૧ મી ડીસેમબર ૧૮૯૮ ના દીવસે અને ત્યાર પછી હર સાલની આખેરીએ રૂ. ૧૨૫૦ દર વર્ષે નફામાંથી ઘસાઈ પેટે બાદ કરવામાં આવ્યા હતા. એમ કરતા જ્યારે ૩૧ મી ડીસેમબર ૧૯૧૭ ના દીવસે રૂ. ૧૨૫૦ નફામાં બાદ કીધા ત્યારે ૧૮૯૮ થી ૧૯૧૭ સુધીમાં બાદ કીધેલી ઘસાઈની એવી સઘળી રકમોનો કુલ જુમલો રૂ. ૨૫,૦૦૦ થયો હતો. હવે જો કે તે ઈંજીન ૧૯૧૮ માં અને ત્યાર પછી બે ત્રણ વર્ષ વધુ વપડાસે, છતાં ૩૧ મી ડીસેમબર ૧૯૧૮ નાં દીવસે, અથવા ત્યાર પછી પણ, એજ ઈંજીન ઉપર ઘસાઈની કાંઈ પણ વધુ રકમ ઈન્કમટેક્ષ માટેના નફામાંથી બાદ કરવામાં આવશે નહી.

(૩) સાંચા કામ રૂઢી ભ્રષ્ટ અથવા નીરૂપ્યોગી થવાથી ખમવી પડતી ખોટ.

**ઉદાહરણ:**—૧૯૧૦માં રૂ. ૧૦,૦૦૦ ની કીંમતનો ખરીદેલો એક સોડા વોટર બનાવવાનો સાંચો ૧૯૧૭ માં રૂઢી ભ્રષ્ટ થઈ ગયો, કારણ કે તેજ વખતે એક બીજો એવાજ ઉપ્યોગનો સાંચો જે પહેલાં કરતાં દોઢું કામ તેટલાજ વખતમાં કરી શકે. તે રૂ. ૧૨,૦૦૦ માં ખરીદી શકાતો હતો. ૧૯૧૮ ની શરૂઆતમાં નવો સાંચો ખરીદવાથી જુનો રૂ. ૨૦૦૦માં વેચી નાખવામાં આવ્યો, અને તે વેચતાં રૂ. ૨૫ નું કમીશન આપવુ પડયું. ૧૯૧૦ થી ૧૯૧૭ સુધીમાં બાદ કીધેલી ઘસાઈની સઘળી રકમોનો કુલ જુમલો રૂ. ૪,૦૦૦ થતો હતો. જુનો સાંચો રૂઢી ભ્રષ્ટ થવાથી અને તે કારણ સર વેચી નાખવાથી શું ખોટ ખમવી પડી?

## જુના સાંચા ખાતું.

| જમે પાસું | | ઉધાર પાસું | |
|---|---|---|---|
| ૧૯૧૭ નોધ પાને ૨૮ ઘસાઇનો હવાલો (કુલે) | ...રૂ. ૪,૦૦૦ | ૧૯૧૦ રોકડ પાને ૪ ખરીદ કીંમત. | રૂ. ૧૦,૦૦૦ |
| ૧૯૧૮ રોકડ પાને ૨૫ વેચાણથી ઉપ-જેલી રકમ | ...રૂ. ૨,૦૦૦ | ૧૯૧૮ રોકડ પાને ૨૫ કમીશનના | ...રૂ. ૨૫ |
| ,, નોધ પાને ૩૭ ખોટનો હવાલો નફા નુકસાન ખાતે | ...રૂ. ૪,૦૨૫ | | |
| | રૂ. ૧૦,૦૨૫ | | રૂ. ૧૦,૦૨૫ |

ઉપલો જુનો સાંચો રૂઢી ભ્રષ્ટ થવાથી અને તે કારણ સર સસ્તામાં વેચી નાખવાથી રૂ. ૪,૦૨૫ ની ખોટ ખમવી પડી હતી, જે નફામાંથી બાદ આપી શકાશે.

(૪) જો કર ભરનાર એકથી વધુ વેપાર ધંધો કરતો હોય અને જો કોઈ એક અથવા વધુ ધંધામાં ખોટ આવે, તો તે બીજા યા વધુ ધંધાના નફામાંથી બાદ થઈ શકે.

## § ૨. અચોક્કસ અથવા ધંધાને લગતાં હંમેશના ક્રમમાં મેળવેલી ન હોય એવી આવક, નફો, ખોટ અથવા નુકસાન.

કરને પાત્ર આવકમાં ઉપલા નફા અથવા આવકનો સમાવેશ થતો નથી. જેમ કે કોઈ પણ જાતની મિલકત અથવા માલમતાના વેચાણથી થતો નફો વીગેરે. પણ જો કલેકટરને એવો નફો અથવા આવક ઘડી ઘડી ઉપજતી જણાય તો તે ઉપર કર લેવામાં આવશે, કારણ કે તે તો એક જાતનો પછી ધંધોજ કેહવાય.

તેજ પ્રમાણે જો ઉપર મુજબની કાંઈ ખોટ અથવા નુકસાન ખમવું પડે તો તે કરને પાત્ર આવકમાંથી બાદ નહી થઇ શકે. જેમ કે કોઈ પણ માલમતા વેચતાં થતું નુકસાન વીગેરે. પણ જો અચોક્કસ આવક પર કર લેવામાં આવે તો રીતસર અચોક્કસ નુકસાન આવકમાંથી બાદ આપવું જોઇએ.

જો એક હમેશનો સટોળીયો શેર સટામાં કાંઇ નફો કરે અથવા નુકસાન ખમે, તો એવું નુકસાન અથવા ખોટ એવા નફામાંથી બાદ આપીને બાકીનાજ નફા ઉપર કર લેવાય. પણ તે ધણી એવું નુકસાન અથવા ખોટ, કોઇ બીજી જાતના ધંધા અથવા વેપારને લગતા નફામાંથી, કલેકટરની રજા વીના બાદ ન કરી શકે.

પણ જો એક વેપારી અથવા ધંધાદારી પોતાના ધંધાને લગતા કોઇ શેર વીગેરે વેચવાથી નુકસાન ખમે તો તે નુકસાન નફામાંથી બાદ

નહી થાએ. તેમજ જો કાંઇ એજ પ્રમાણે નફો કરે તો તે નફાપર પણ ટેક્ષ ન લેવાય, એટલે તે નફો કરને પાત્ર આવકમાં નહીં નાખી શકાય. પણ જો કલેકટરને એમ માલમ પડે કે તે ધંધાદારી અથવા વેપારી ચાલુ શેર વીગેરે વેચે અથવા ખરીદે છે, તો તેના એવા નફા પર કર લેવામાં આવશે. પણ એવું નુકસાન કલેકટરની રજા વીના નફામાંથી બાદ ન થાય.

## § ૩. ખરચ, ખોટ તથા નુકસાનની કઈ કઈ રકમ નફામાંથી બાદ ન થઈ શકે?

**ધંધાને લગતા હમેશના ક્રમમાં થયેલાં ન હોય એવા ખરચ, ખોટ તથા નુકસાનની નીચલી રકમો નફામાંથી બાદ ન કરી શકાય:—**

(૧) માલમતાની કીમતમાં વધારો કરે એવી જાતનું તે ઉપરનું સમારકામ તથા ખરચ.

(૨) ધર્માદા તથા બક્ષીસ વીગેરેને માટે ખર્ચેલી રકમ.

(૩) માલેક અથવા તેના ભાગીઆઓને પગાર પેટે અપાતી, અથવા નફામાંથી ઉપાડવામાં આવતી, રકમ.

(૪) અંગત તથા ઘરખરચ માટે ખર્ચેલી તથા ઉપાડેલી રકમ.

(૫) અનિયમસરના કમિશન તરીકે આપેલી રકમ.

(૬) ગુડવિલ (પાઘડી) મેળવવાના અથવા મુંડી ખરચના જેવા બીજા કોઇ પણ ખરચની રકમ.

(૭) ઈન્કમટેક્ષ અથવા સુપર ટેક્ષ તરીકે આપેલી રકમ.

(૮) માલેક અથવા ભાગીઆઓની મુંડી ઉપરનું વ્યાજ.

(૯) હવાલો નાખી લખી વાળ્યું નહી હોય એવું ન વસુલ થઇ શકે તેવું કરજ.

(૧૦) નફામાંથી બોનસ (બક્ષીસ) તરીકે અપાયલી, તેમજ રીઝર્વ ફંડ વીગેરેમાં હવાલો નાખેલી, કોઇ પણ રકમ.

(૧૧) આવક મેળવવા સારૂ ધંધાને લગતા હંમેશના ક્રમમાં ખરચાયલી ન હોય એવી રકમ તથા થએલી ન હોય એવી ખોટ.

(૧૨) પુરતો વીમો ન ઉતારવાથી ખમવી પડતી ખોટ.

(૧૩) માલમતા વેચવાથી ખમવી પડતી ખોટ.

(૧૪) સટો અથવા જુગાર રમવાથી થતું નુકસાન.

## § ૪. કર આકારવા માટે જોઈતા આવકના વાર્ષિક પત્રક.

### (ક) લીમીટેડ કમ્પનીઓ:—

દરેક કમ્પનીનાં વડા અમલદારે દર વર્ષે ૧૫ મી જુનને દીવસે અથવા તે પહેલાં કલેકટરને પોતાની કંપનીની સઘળી આવકનું વીગતવાર પત્રક નમુના "સી" પ્રમાણે ભરીને મોકલી આપવું જોઇએ.

### (ખ) ભાગીદારી અથવા એકલા માલેક:—

કર ભરનારની કુલ આવક કલેકટરના મત મુજબ રૂ. ૨,૦૦૦ ની અથવા વધુ હોય તો તે શખસ પર પોતાની વઘળી આવકનું વિગતવાર પત્ર નમુના "ડી" પ્રમાણે ભરી મોકલવાની નોટીસ આપવામાં આવશે. એ પત્રક નોટીસની તારીખથી ૩૦ દીવસમાં મુકલવી જોઇશે.

જો ઉપર જણાવ્યા પ્રમાણે પત્રકો વખતસર મોકલવામાં ન આવે તો કલેકટર પોતાને ઠીક ધ્યાનમાં આવે એટલો કર નાખશે. જ્યાર પછી અપીલ કરી શકાશે નહી.

### (ગ) ઉદાહરણ:—

૧૦૩, ખંબાલા હીલ પર રહેતા ડો. એમ. નારાયણજીની આવકની નીચલી વીગતો પરથી એમનું કર આકરવા માટેનું (૧૯૧૯-૨૦) નું પત્રક નમુના "ડી" પ્રમાણે બનાવો:—

તેવણ એક્ષ. વાઇ. ડ્રગ મેન્યુફેકચરીંગ કું૦માં સેક્રેટરીનો ( રોજ થોડાક કલાક માટે ) ઓધ્ધો ભોગવે છે, જેના તેમને માસિક રૂ. ૩૫૦ ( રૂપીએ પાંચ પાઇ કર બાદ જતાં ) નો પગાર મળે છે. તેમની પાસે દર રૂ. ૫૦૦ ના મુંબઇ બેંકના ૧૫ શેર છે, જેનું વ્યાજ વરસ દહાડે ૧૫ ટકા ( ઇન્કમટેક્ષથી મોકળું ) મળે છે, અને મરચંટ મેન્યુફેકચરીંગ કું૦ના દર રૂ. ૧૦૦૦ નાં ૧૦ શેર છે, જેનું વ્યાજ ઇનકમટેક્ષ કપાઇને ૬ ટકાને હીસાબે મળે છે. તેવણે રૂ. ૨૦,૦૦૦ ની ૫ ટકાની ( ઇનકમટેક્ષથી મોકળી ) વૉર લોન તથા રૂ. ૧૦,૦૦૦ ની ૩॥ ટકાની સરકારી લોન પણ ખરીદી છે.

પોતાની ફુરસદનો વખતે તેવણ નં. ૩૫, ગ્રાંટ રોડપરના પોતાના દવાખાનામાં પણ બેસે છે, જેની ખરચ બાદ જતાં વર્ષ દહાડે ચોખ્ખી આવક રૂ. ૮૧૭ ઉપજે છે. તેવણે પોતાના દોસ્ત બી. સોરાબજીને મિલકતના મારગેજપર ૭॥ ટકાને હિસાબે રૂ. ૫૦૦૦, તથા મોસલેમ મીલમાં ડીબેન્ચર્સપર ૬ ટકાને હિસાબે રૂ. ૪૦૦૦, ધીર્યાં છે. ગોવાળ્યા ટેંક રોડપર એમનું એક ઘર પણ છે, જેની કમાઇ બાદ જતાં નક્કી આવક રૂ. ૩,૨૧૮ ની થાય છે. એમની પાસે પેરીસમાંની એક હીરાની ખાણના (નામે પેરીસ્યન ડાયમંદ માઇનીંગ કું.) દર ૧૦ પાઉંડના ૫ શેર છે, જેનું વાર્ષિક વ્યાજ એમને ૮૦ શીલીંગસ મળે છે ( જે એમની બેંકના ખાતાંમાં રૂ. ૫૬ ને હિસાબે જમે થાય છે). નાં. ૩૮૧, હોર્નબી રોડવાલી મનુભાઇ અને બીલીમોરીઆની પેઢીમાં એમનો બે તૃત્યાંસ ભાગ પણ છે. તે પેઢીનો ચોખ્ખો નફો રૂ. ૭૨૦૦ નો થયો છે અને જેની ઉપર પેઢી રૂપીએ ૬ પાઇને દરે ઇન્કમટેક્ષ આપે છે.

એમને બી. કંટ્રાકટર સાથે નાગપુરમાં એક ભેગો સાહસ ઉપાડી લીધો હતો, જેનો ચોખ્ખો નફો રૂ. ૯૦૦ થયો હતો. મહેતા કેમીકલ કંપનીમાં એવણ એક ડાઇરેકટર તરીકે ઘણુંકના જોડાયા છે અને દર મહીને ત્યાંની મીટીંગમાં હાજરી આપે છે, જેના મીટીંગ દીઠ રૂ. ૨૦ મળે છે. એમને ગયે વર્ષે એવી નવ મીટીંગોમાં હાજરી આપી હતી. એમના એકત્ર કુટુંબની લોનની આવકનો ભાગ ઇન્કમટેક્ષ બાદ થઇને રૂ. ૭૫ મળે છે. સીવરીપર એમની થોડી જમીન છે, જેનું ભાડું વર્ષ

દહાડે રૂ. ૪૧ ઉપજે છે. એમની જીંદગીનો વીમો રીલાએબલ ઇનશ્યુરન્સ કુંપનીમાં ઉતરાવવામાં આવ્યો છે, જેનું વાર્ષિક પ્રીમ્યમ રૂ. ૭૯૫ આપવું પડે છે. એવન જે કંપનીમાં સેક્રેટરી છે ત્યાંના પ્રોવીડંટ ફંડમાં રૂ. ૪૫૦ નું વાર્ષિક લવાજમ પણ આપે છે.

**ડા૦ એમ. નારાયણજીનું વાર્ષિક પત્રક (નમુના "ડી" પ્રમાણે).**

ઈન્કમટેક્ષનું વર્ષ ૧૯૧૯-૧૯૨૦.

**કુલ આવક.**

| આવકના સાધનો. | આવકની રકમ. | જ્યાંથી આવક મલતી હોય ત્યાં કાપી લેવામાં આવેલી કરની રકમ. |
|---|---|---|
| ૩૧ મી માર્ચ ૧૯૧૯ ની તારીખે પુરાં થતાં વર્ષમાં હેઠળના સદરો નીચે થયેલી આવક :— | | |
| **૧. પગાર, રોજ, વર્ષાસન, પેન્શન વીગેરે.** | | |
| ડ્રગ મેન્યુફેક્ચરીંગ કંપનીના સેક્રેટરી હોવા માટે પગાર ... | ૪,૨૦૦ ૦ ૦ | ૧૦૯ ૬ ૦ |
| **૨. હિંદુસ્તાનમાં નોંધાયલી જોઇંટ સ્ટોક કંપનીનાં ડિવિડન્ડો.** | | |
| (ક) **ઈન્કમટેક્ષથી મોકળાં.** | | |
| મુંબઈ બેંકનાં શેર ... ... | ૧,૧૨૫ ૦ ૦ | — |
| (ખ) **ઈન્કમટેક્ષ કાપીને.** | | |
| મરચંટ મેન્યુફેક્ચરીંગ કું૦ શેર... | ૬૦૦ ૦ ૦ | ૩૭ ૮ ૦ |

| આવકના સાધનો. | આવકની રકમ. | જ્યાંથી આવક મળતી હોય ત્યાં કાપી લેવામાં આવેલી કરની રકમ. |
|---|---|---|
| **૩. સિક્યુરિટીઓનું વ્યાજ.** | | |
| ૧. ૫ ટકાની વોર લોન (ઇન્કમટેક્ષથી મોકળી).૧૦૦૦–૦–૦ | | |
| ૨. ૩ા ટકાની સરકારી લોન ( ઇન્કમટેક્ષ કાપીને) ... ૩૫૦–૦–૦ | ૧,૩૫૦ ૦ ૦ | ૨૧ ૧૪ ૦ |
| **૪. ધંધો.** | | |
| ડોકટરનાં ધંધાથી ઉપજતી આવક. | ૮૧૭ ૦ ૦ | — |
| **૫. ગીરો, કરજના નાણાં, બેંકના બાંધી મુદતના તથા ચાલુ ખાતાં, ડીબેન્ચરો વીગેરેનું વ્યાજ.** | | |
| ૭ા ટકે ગીરોપર ધીરેલાં નાણા ... ...૩૭૫–૦–૦ | | |
| ૬ ટકાના ડીબેંચર ...૨૪૦–૦–૦ | ૬૧૫ ૦ ૦ | ૧૫ ૦ ૦ |
| **૬. ઘરોની મિળકતથી ઉપજતી આવક.** | | |
| વાર્ષિક ભાડામાંથી કપાઈ બાદ જતાં નક્કી આવક (નમુનામાં બતાવેલી વીગત પ્રમાણે) ... ... | ૩,૨૧૮ ૦ ૦ | — |

| આવકના સાધનો. | આવકની રકમ. | જ્યાંથી આવક મળતી હોય ત્યાં કાપી લેવામાં આવેલી કરની રકમ. |
|---|---|---|
| **૭. બ્રિટિશ હિંદુસ્તાનની બહાર થતી આવક જે હિંદુસ્તાનમાં મળતી હોય તે.** | | |
| પેરીશ્યન ડાયમંડ માઇનીંગ કંપનીના શેર... ... ... | ૫૬ ૦ ૦ | — |
| **૮. વેપાર, રોજગાર વીગેરે તથા મિળકતનું, શેરોનું, અથવા સિકયુરીટીઓનું વેચાણ અથવા લેવડ દેવડ.** | | |
| મનુભાઇ અને બીલીમોરીઆની પેઢીમાંની આવક ... ... | ૪,૮૦૦ ૦ ૦ | ૧૫૦ ૦ ૦ |
| **૯. આ પત્રકમાં બીજી કોઈ જગ્યાએ બતાવ્યો નહીં હોય એવો કોઈ પણ રીતની લેવડ દેવડથી થતો નફો.** | | |
| નાગપુરનો ભેગો સાહસ.. ... | ૯૦૦ ૦ ૦ | — |
| **૧૦. ઉપર દર્શાવી નહીં હોય એવી સઘળી આવક.** | | |
| ડાયરેટરની ફી ... ... | ૧૮૦ ૦ ૦ | — |

| આવકના સાધનો. | આવકની રકમ. | | | જ્યાંથી આવક મળતી હોય ત્યાં કાપી લેવામાં આવેલી કરની રકમ. | | |
|---|---|---|---|---|---|---|
| **૧૧. એકત્ર કુટુંબની આવકમાંનો ભાગ.** | | | | | | |
| લોનથી ઉપજતી આવક.. ... | ૮૦ | ૦ | ૦ | ૫ | ૦ | ૦ |
| **૧૨. જમીનનું ભાડું.** | | | | | | |
| સીવરીની જમીનનું ભાડું ... | ૪૧ | ૦ | ૦ | — | | |
| એકંદર કુલ રૂ. ... | ૧૭,૯૮૨ | ૦ | ૦ | ૩૩૮ | ૧૨ | ૦ |
| **૧૩. સદરહુ વર્ષ દરમ્યાન જીંદગીના વીમાના ભરેલાં કુલ પ્રીમ્યમો** ... ... ... | ૭૯૫ | ૦ | ૦ | — | | |
| **પ્રોવીડંટ ફંડના લવાજમ** ... | ૪૫૦ | ૦ | ૦ | | | |
| | | | | ૧,૨૪૫ | ૦ | ૦ |

**રહેવાની મુખ્ય જગા** — ૧૦૩, ખંબાલા હીલ.

**ધંધા રોજગારનું મુખ્ય મથક** — ૩૮૧, હોર્નબી રોડ.

**રહેવાની અથવા ધંધા રોજગારની બીજી જગ્યા અથવા જગ્યાઓ.** — ૩૫, ગ્રાંટરોડ

**જે નામે અથવા નામોએ તમારો ધંધો રોજગાર ચાલતો હોય તે નામ અથવા નામો.** — ૧. મનુભાઈ અને બીલીમોરીઆ. ૨. ડા. એમ. નારાયણજી.

| | |
|---|---|
| **ભાગીદાર અથવા ભાગીદારોનાં નામ તથા સરનામાં.** | જમશેદજી પેસ્તનજી બીલીમોરીઆ<br>૩૫૧, ગોવળ્યા ટૅંક રોડ. |
| **કોઈના મુખત્યાર, ત્રસ્ટી અથવા એકઝીક્યુટર હોય તો તેમનું નામ તથા સરનામું.** | કાંઈ નહીં. |

ચાકરીએ રહેનાર માણસ માટે.

| | |
|---|---|
| નોકરીએ રાખનારનું નામ. | એક્ષ. વાઇ. ડગ મેન્યુફેક્ચરીંગ કું. |
| નોકરીએ રાખનારનું સરનામું. | ૬૫૭, પરેલ રોડ, |
| માસીક પગાર. | રૂ. ૩૫૦. |

હું, મનુભાઇ નારાયણજી, એકરાર કરૂં છું કે આ પત્રકમાં આપેલી માહીતી ખરી છે, તેમાં જણાવેલી દરેક સાધનોથી થયેલી આવક ખરે-ખરી રીતે ગણેલી છે, તેમાં જણાવેલી મુદતની તે ખરેખરી આવક છે, અને મને એ ઉપરાંત આવકનું બીજું કાંઇપણ સાધન નથી. આમાં લખેલી આવક તારીખ ૩૧ મી માર્ચ ૧૯૧૯ ને દીને પુરાં થતાં વરસમાં થયેલી છે.

(સહી) **મનુભાઈ નારાયણજી.**

તા૦ ૨૩ મી સપ્તેમ્બર ૧૯૧૯.

## ૫. નાખવામાં આવતો કર.

ઉપલાં પત્રકો ખરાં હોવાની ખાતરી કીધા બાદ કલેકટર તે મુજબ કર ભરનારાઓપર, તેઓની આવકના પ્રમાણમાં ચઢઉતરના દરે ( જે ચોપડીની આખેરીએ દર્શાવેલા છે ) તેઓપર લાગુ પડતો કર મુકરર કરે છે.

## § ૬. ચોપડા, હિસાબ, પત્રક, ઓચરીયાં, સાક્ષી વગેરેની તપાસ.

ઉપલાં પત્રકો ખોટાં અથવા અધુરાં છે, એમ માનવાને કલેકટરને કારણ હોય, તો તેવણ કોઇપણ શખસને ( જેને પત્રક બનાવ્યાં હોય ) પોતાની ઓફીસમાં આવીને ચોપડા, હિસાબ, ઓચરીયાં વગેરે બતાવવાની

અથવા મોકલવાની અથવા સાક્ષી આપવાની નોટીસ મોકલશે. નોટીસમાં ઠેડવેલા દીવસે હિસાબ, ચોપડા, ઓચરીઓ વગેરે તપાસવા, તથા સાક્ષીઓને સાંભળવા પછી કલેકટર કર ભરનારનો ગયા વરસનો કરને પાત્ર નફો નકકી કરશે, અને તેના પ્રમાણમાં કેટલો કર ભરવો તે પણ મુકરર કરશે.

કર ભરનાર ઠેડવેલા દીવસે હાજર ન થશે અથવા હિસાબ, ચોપડા વગેરે નહી મોકલશે, તો કલેકટર પોતાની સમજ શક્તિ પ્રમાણે તે શખશ પરનો કર મુકરર કરી દેશે અને ત્યાર પછી અપીલ થઇ શકશે નહી.

## § ૭. ઈન્કમટેક્ષના દાવાની નોટીસ.

ઉપર મુજબ કર મુકરર કરવા પછી કલેકટર કર ભરનાર પર નમુના "ઇ" મુજબ ઇનકમટેક્ષના દાવાની નોટીસ મોકલશે, અને તેમાં ટેક્ષ કેટલો, કયારે અને કયાં ભરવો તે પણ જણાવશે.

કલેકટરથી ઉપર મુજબ કર મુકરર કરવામાં કોઇ ભુલ અથવા ગફલત થઇ હોય, અને તે ભણી કર ભરનારથી કલેકટરનું ધ્યાન ખેંચવામાં આવ્યું હોય, તો ઉપલા દાવાની નોટીસથી ૧૨ મહીના સુધીમાં કલેકટર તે ભુલ સુધારી શકે, અને કરમાં તે મુજબનો ફેરફાર કરી કર ભરનારને તેમાનો થોડો ભાગ પાછો આપી શકે.

## § ૮. ટેક્ષની આંકણી સામે વાંધો.

જે કોઇ શખ્સ કર ભરવા ના પાડે, અથવા તેને કરની રકમ અથવા દર સામે કાંઈ વાંધો હોય, તો તે નમુના "એફ" પ્રમાણે કમીશનરને ટેક્ષ ઓછો કરવા અથવા કાઢી નાખવાંની, દાવાની નોટીસથી ૩૦ દીવસમાં, અરજી કરી શકશે.

અરજી સાંભળવાને ચોકકસ દહાડો તથા જગ્યા નકકી કરવા પછી કમીશનર ઠેડવેલી જગ્યાપર તથા ઠેડવેલા વખતે અરજદારની હકીકત સાંભળશે, અને ત્યાર પછી તેવણ પોતે ચુકાદો આપશે, જે સેવટનો સમજવો.

## § ૯. ઇન્કમટેક્ષની આંકણી, દર તથા રકમ માટે બનાવવા જોઇતા હિસાબો, પત્રકો વગેરે.

કોઈ કોઈ કર ભરનારથી ઇન્કમટેક્ષના કાયદાઓ સહેલાઇથી સમજી શકાતા નથી, તે માટે ઉપલા હિસાબો, પત્રકો વગેરે બનાવતી વખતે કોઇ હુસ્યાર ધંધાદારી એકાઉનટનટની સલાહ લેવી ઠીક થઇ પડશે.

ઇંન્કમટેક્ષનું (સરકારી) વરસ ૧ લી એપ્રીલે દર વરસે શરૂ થઈ ૩૧ મી માર્ચે પુરૂં થાય છે, માટે કર ભરનારે પોતાના ચોપડા દર વરસે ૩૧ મી માર્ચે બંધ કરવા એ સલાહકારક છે. જેમ કીધાથી ૩૧ મી માર્ચે પુરા થતા છેલ્લા બાર મહીનાના નફા ઉપર કર નાખી શકાય. એટલે ૧૯૧૯-૧૯૨૦ ના સરકારી વરસનો ટેક્ષ તા૦ ૩૧ મી માર્ચ ૧૯૧૯ ની દીવસે આખર થતાં વરસના નફા ઉપર નાખી શકાય.

જો કર ભરનાર પોતાના ચોપડા ૩૧ મી માર્ચ સીવાય કોઇપણ બીજી તારીખે બંધ કરે, તો તેને ૩૧ મી માર્ચની પહેલાં પુરાં થયલાં એક વરસના નફા ઉપર ટેક્ષ આપવો પડે. દાખલા તરીકે તે પોતાના ચોપડા તા૦ ૩૦ મી જુન, ૩૦ મી સપટેમ્બર અથવા ૩૧ મી ડીસેમ્બરે બંધ કરે, તો તેને તા૦ ૩૦ મી જુન, ૩૦ મી સપટેમ્બર અથવા ૩૧ મી ડીસેમ્બરે પુરા થતા બાર મહીનાના નફાપર ટેક્ષ લાગુ પડે. તેમજ જો ચોપડા દીવાળીપર બંધ થતા હોય તો, ૧૯૧૯-૧૯૨૦ ની આંકણી માટે, સંવત ૧૯૭૪ ના આસો વદ અમાસે, અથવા શકે ૧૮૪૦ ના ફાગણ વદ અમાસે, અથવા મારવાડી વરસની આખેરીએ, અથવા ૩૧મી માર્ચ ૧૯૧૯ ને દીવસે પુરા થતા વરસની અંદર પુરી થતી હોય એવી બીજી કોઇ પણ ૧૨ મહીનાની મુદત પ્રમાણે, પુરા થતા વરસના નફા પર ટેક્ષ આપવો પડે.

## § ૧૦. એકલા માલેક તથા ભાગીદારીના હિસાબ.

ઇન્કમટેક્ષને પાત્ર આવક શોધવા માટે નફા તુકસાન ખાતું ( લાભાલાભનો હિસાબ ) બે રીતે બનાવી શકાય છે:—

(૧) ધંધાને માટે નફા નુકસાન ખાતું બનાવ્યું ન હોય ત્યારે, ફક્ત ખાતાંની બાકીઓ પરથી, નીચે મુજબ ઇન્કમટેક્ષને માટે નફા નુકસાન ખાતું બનાવી શકાય છે:—

(ક) જમા પાસું:—

(૧) ચોખ્ખું વેચાણ તથા વકરો.

(૨) વરસની આખેરીએ બચેલો માલ (સ્ટોક).

(૩) ધંધાને લગતા હંમેશના ક્રમમાં મેળવેલી આવક અથવા નફો, જેમ કે માગનારાઓનું દેવું જલ્દી પટાવવાથી મલતી છુટ તથા વટાવ, બેંકનું વ્યાજ, ધંધાના મકાનમાં થોડી જગ્યા ભાડે આપવાથી મલતું પેટા ભાડું વગેરે.

નોટ:—કોઇ પણ જાતની અણધારી આવક; અથવા મુંડીનો નફો; અથવા ઇન્કમટેક્ષ બાદ થઇને મલતી હોય તેવી આવક, જેમ કે શેરોનું તથા સિક્યુરીટીઓનું વ્યાજ વગેરે, અતરે લેવાં નહી.

(ખ) ઉધાર પાસું.

(૧) વરસની શરૂઆતમાં રહેલો માલ (સ્ટોક).

(૨) માલની ખરીદી તથા તે ઉપરની જગાત, નુર, ગાડી ભાડું વગેરે.

(૩) ધંધાને જરૂરની, અથવા ધંધાને લગતા હંમેશના ક્રમમાં જોઇતી, ખરચની રકમ, જેમ કે નોકરોનો તથા મજુરોનો પગાર, ભાડું, વ્યાજ, જાહેર ખબર, છપામણી, પોસ્ટનો ખરચ, તાર ખરચ, સમાર કામ, આગનો વીમો તથા બીજો એવો પરચુટણ ખરચ.

(૪) ધંધાને લગતા હમેશના ક્રમમાં ઉપજેલી ખોટ અથવા નુકસાન, જેમકે ધરાકોને આપવી પડતી છુટ તથા વટાવ, સાંચા કામ, મકાન વગેરેની ધસાઇ, કરજ વસુલ ન થવાથી અથવા લાસડયું થવાથી ઉપજતી ખોટ, સાંચા કામ વગેરે રૂઢી થવાથી ભ્રષ્ટ થતું નુકસાન વગેરે.

(૫) જો વેપારનું મકાન ધણીઆતું હોય, તો ભાડાં પેટે તે મકાનની વારસીક કીંમત અથવા ભાડું અતરે ઉધારી શકાય.

**નોટઃ**—કોઇપણ જાતનો અણધારી ખરચ, ખોટ અથવા નુકસાન; અથવા મુડી ખરચ તથા ખોટ; અથવા વીમો ઓછો ઉતરાવવાથી થતી ખોટ; અથવા શેર સટ્ટામાં ગુમાવેલી રકમ; અથવા માલેકોની મુંડી ઉપરનું વ્યાજ; અથવા અંગત ખરચ માટે ઉપાડેલી રકમ; અથવા હવાલો નાખી લખી વાળ્યું નહી હોય એવું ન વસુલ થઇ શકે તેવું કરજ; અથવા ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ તરીકે આપેલી રકમ; અથવા ધર્માદા તથા બક્ષીસ તરીકે ખરચેલી રકમ; અથવા અનિયમસરના કમીશન તરીકે આપેલી રકમ; અથવા ગુડવીલ (પાઘડી) મેળવવા માટે ખરચેલી રકમ; અથવા આવક મેળવવા સારૂ ધંધાને લગતા હમેશના ક્રમમાં ખરચાયલી ન હોય એવી રકમ; વગેરે અતરે ઉધારવાં નહીં.

## (ગ) ઉદાહરણ.

બાપુજી અને પીરોજશાહના ખાતાંની નીચલી બાકીઓપરથી (૩૧મી માર્ચ ૧૯૧૯ ના દીવસની) ઇન્કમટેક્ષની આંકણીઓ માટેનું નફા નુકસાન ખાતું ઉપજાવી કાઢો. સાંચા કામની સઘળી ઘસાઈ લખી વાળવાની કલેકટરે પરવાનગી આપી છે, અને મકાનના સમારકામનો ખરચ ભાડામાંથી વસુલ ન કરી શકાય એમ છે તે જાણવું :—

| જમે પાસું. | | ખાતાંની બાકીઓ. | ઉધાર પાસું. |
|---|---|---|---|
| વેચવા રાખેલો માલ (૩૧-૩-૧૯) | ૧૩,૨૩૪ | વેચવા રાખેલો માલ (૧-૪-૧૯૧૮) | ૧૦,૩૫૭ |
| વેચાણ | ૮૧,૯૯૨ | ખરીદી | ૪૯,૮૫૯ |
| ભાગીઆઓની મુંડી;— | | નુર, જકાત વગેરે | ૯,૦૭૧ |
| બાપુજી ૨૧,૬૩૦ | | મજુરોનો પગાર | ૧૯,૭૩૨ |
| પીરોજશાહ ૧૪,૪૨૦ | | સર સામાન | ૭૧૫ |
| | ૩૬,૦૫૦ | લેણું વસુલ થવાનું | ૧,૨૪૫ |
| માગનારાઓનું દેવું:— | | બેંકમાં રોકડ | ૨,૧૨૫ |
| માલને માટે ૧૮,૫૪૫ | | શેર વગેરે | ૨૦૦ |
| હુંડીને માટે ૫,૦૦૦ | | સાંચા કામ | ૫૩,૭૩૨ |
| ખરચને માટે ૬૩૮ | | હુંડીઓ વસુલ થવાની | ૨,૦૦૦ |
| | ૨૪,૧૮૩ | પુરાત બાકી | ૨૧૬ |
| બેંકનું વ્યાજ | ૩૨ | ભાગીઆઓને પગારના | ૧,૦૦૦ |
| મળેલી છુટ તથા વટાવ | ૧૭૧ | ભાડું | ૧,૨૦૦ |
| શેર વેચવાથી થયલો નફો | ૩૮૯ | બક્ષીસ આપી | ૨૦ |
| પેટા ભાડું | ૨૦૫ | નોકરોને પગાર | ૯૦૦ |
| શેરનું ડીવીડન્ડ (ઇન્કમ-ટેક્ષ બાદ) | ૪૫૭ | ધર્માદા | ૧૦૦ |
| | | છપામણી વગેરે | ૮૧ |
| | | પોસ્ટ તથા તાર ખરચ | ૫૭ |
| | | લાઇસન્સ, કર વેરો વગેરે | ૮૨ |
| | | મુંડીપરનું વ્યાજ | ૭૨૧ |
| | | મકાનનું સમારકામ | ૫૭૦ |
| | | વીમો ઓછો ઉતરાવવાથી થએલી ખોટ | ૫૦૦ |
| | | સાંચા કામમાં નવા ભાગ નાખ્યા | ૬૦૦ |
| | | પરચુટણ ખરચના | ૨૨૮ |
| | | ઇનકમટેક્ષ ભર્યો | ૧૦૦ |
| | | આગના વીમાનું પ્રીમ્યમ | ૭૫ |
| | | લખી વાળેલું ન વસુલ થાય એવું કરજ | ૨૧૯ |
| | | છુટ, વટાવ વગેરે આપ્યાં | ૨૦૭ |
| | | શેર વેચતાં થએલી ખોટ | ૮૪ |
| | | કોન્સર્ટ (નાટક) ની ટીકીટો | ૧૫ |
| | | સાંચા કામની ઘસાઈ | ૩૮૧ |
| | | નફો | ૩૨૧ |
| | રૂ. ૧,૫૬,૭૧૩ | | રૂ. ૧,૫૬,૭૧૩ |

# ઇન્કમટેક્ષની આંકણી માટે નફા નુકસાનનો હિસાબ.

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| માલનું વેચાણ | ૮૧,૯૯૨ | વેચવા રાખેલો માલ (૧-૪-૧૯૧૮) | ૧૦,૩૫૭ |
| વેચવા રાખેલો માલ (૩૧-૩-૧૯૧૯) | ૧૩,૨૩૪ | ખરીદી | ૪૯,૮૫૯ |
| બેંકનું વ્યાજ | ૩૨ | નુર, જકાત વગેરે | ૯,૦૭૧ |
| મળેલી છુટ તથા વટાવ | ૧૭૧ | મજુરોનો પગાર | ૧૯,૭૩૨ |
| પેટા ભાડું | ૨૦૫ | ભાડું | ૧,૨૦૦ |
| | | નોકરોનો પગાર | ૯૦૦ |
| | | છપામણી વગેરે | ૮૧ |
| | | પોસ્ટ અને તાર ખરચ | ૫૭ |
| | | લાઇસિન્સ, કર, વેરો વગેરે | ૮૨ |
| | | મકાનનું સમારકામ | ૫૭૦ |
| | | પરચુટણ ખરચના | ૨૨૮ |
| | | આગના વીમાનું પ્રીમ્યમ | ૭૫ |
| | | લખી વાલેલું વસુલ ન થાય એવું કરજ | ૨૧૯ |
| | | છુટ તથા વટાવ | ૨૦૭ |
| | | સાંચા કામની ઘસાઇ | ૩૮૧ |
| | | નફો (જે ઉપર ઇન્કમટેક્ષ ભરવાનો અથવા ઇન્કમ-ટેક્ષને પાત્ર નફો) | ૨,૬૧૫ |
| | રૂ. ૯૫,૬૩૪ | | રૂ. ૯૫,૬૩૪ |

**(૨) ધંધાને માટે નફા નુકસાન ખાતું બનાવ્યું હોય, તો તે ઉપરથી નીચે મુજબ ઇન્કમટેક્ષની આંકણી માટેનો હિસાબ બનાવી શકાય:—**

**(ક) જમા પાસું:—**

(૧) ઉપલાં નફા નુકસાન ખાતા પ્રમાણેનો નફો.

(૨) ઉપલાં નફા નુકસાન ખાતાંમાં ચોકસ ખરચ, ખોટ, નુકસાની વગેરે ઉધાર્યાં હોય પણ જે ઇન્કમટેક્ષને માટે ઉધારવાં ન જોઇતાં હતાં, તે અતરે પાછાં જમે કરવાં જોઇએ. ( જુઓ આગલે પાનેની નોટ ).

**(ખ) ઉધાર પાસું:—**

(૧) ઉપલા નફા નુકસાન ખાતાંમાં ચોકકસ આવક તથા નફો જમાં કીધાં હોય પણ જે ઇનકમટેક્ષને માટે જમે કરવાં ન જોઇતાં હતાં, તે અતરે પાછાં ઉધારવાં જોઇએ. ( જુવો આગલે પાનેની નોટ. )

(૨) જો વેપાર કરવા માટેનું મકાન ધણીઆતું હોય, અને ઉપલા નફા નુકસાન ખાતાંમાં ભાડું ઉધાર્યું ન હોય, તો ભાડાં પેટે તે મકાનની વારસીક કીમત અથવા ભાડું અતરે ઉધારવું જોઇએ.

**ઉદાહરણ:—**

આગલે પાને બતાવેલી બાપુજી અને પીરોજશાહની પેઢીના ખાતાની બાકીઓ પરથી તેઓના મહેતાજીએ નીચલો નફા નુકસાનનો હિસાબ બતાવ્યો હતો, તે ઉપરથી ઇનકમટેક્ષની આંકણી માટેનો નફા નુકસાનનો હિસાબ ઉપજાવી કાઢો.

## નફા નુકસાન ખાતું (ધંધાને માટે બનાવેલું).

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| વેચવા રાખેલો માલ (૩૧-૩-૧૯૧૯) | ૧૩,૨૩૪ | વેચવા રાખેલો માલ (૧-૪-૧૯૧૮) | ૧૦,૩૫૭ |
| વેચાણ | ૮૧,૯૯૨ | ખરીદી | ૪૯,૮૫૯ |
| બેંકનું વ્યાજ | ૩૨ | નુર, જકાત વગેરે | ૯,૦૭૧ |
| મલેલી છુટ તથા વટાવ | ૧૭૧ | મજુરોનો પગાર વગેરે | ૧૯,૭૩૨ |
| શેર વેચવાથી થએલો નફો | ૩૮૯ | ભાગીઆઓનો પગાર | ૧,૦૦૦ |
| પેટા ભાડું | ૨૦૫ | ભાડું | ૧,૨૦૦ |
| શેરનું ડીવીડંડ (ઇન્કમ-ટેક્ષ બાદ) | ૪૫૭ | બક્ષીસ આપી | ૨૦ |
| | | નોકરોને પગાર | ૯૦૦ |
| | | ધર્માદા ખરચ | ૧૦૦ |
| | | છપામણી વગેરે | ૮૧ |
| | | પોસ્ટ તથા તારખરચ | ૫૭ |
| | | લાઇસન્સ, કર, વેરો વગેરે | ૮૨ |
| | | મુંડીપરનું વ્યાજ | ૭૨૧ |
| | | મકાનનું સમારકામ | ૫૭૦ |
| | | વીમો ઓછો ઉતરાવાથી થએલી ખોટ | ૫૦૦ |
| | | સાંચા કામમાં નવા ભાગ નાખ્યા | ૬૦૦ |
| | | પરચુટણ ખરચ | ૨૨૮ |
| | | ઇન્કમટેક્ષ ભર્યો | ૧૦૦ |
| | | આગના વીમાનું પ્રીમ્યમ | ૭૫ |
| | | લખી વાલેલું ન વસુલ થાય એવું કરજ | ૨૧૯ |
| | | છુટ, વટાવ વગેરે આપ્યાં | ૨૦૭ |
| | | શેર વેચતાં થએલી ખોટ | ૮૪ |
| | | કોન્સર્ટ (નાટક) ની ટીકીટો | ૧૫ |
| | | સાંચા કામની ઘસાઇ | ૩૮૧ |
| | | નફો મુંડી ખાતે જમે કીધો | ૩૨૧ |
| રૂ. | ૯૬,૪૮૦ | રૂ. | ૯૬,૪૮૦ |

## ઈન્કમટેક્ષની આંકણી માટેનો નફા નુકસાનનો હિસાબ.

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| ધંધાને માટે બનાવેલા નફા નુકસાન ખાતાં પ્રમાણેનો નફો | ૩૨૧ | શેરનું ડીવીડન્ડ (ઈન્કમટેક્ષ બાદ) | ૪૫૭ |
| ભાગીઆઓનો પગાર | ૧,૦૦૦ | શેર વેચવાથી થએલો નફો | ૩૮૯ |
| બક્ષીસ | ૨૦ | **નફો** (જે ઉપર ઈન્કમટેક્ષ ભરવાનો અથવા ઈન્કમ-ટેક્ષને પાત્ર નફો) | ૨,૬૧૫ |
| ધર્માદા ખરચ | ૧૦૦ | | |
| મુંડીપરનું વ્યાજ | ૭૨૧ | | |
| ઓછો વીમો ઉતરાવવાથી થએલી ખોટ | ૫૦૦ | | |
| સાંચા કામમાં નાખેલા નવા ભાગ | ૬૦૦ | | |
| ઇન્કમટેક્ષ ભર્યો | ૧૦૦ | | |
| શેર વેચવાથી થએલુ નુકસાન | ૮૪ | | |
| કોન્સર્ટ (નાટક)ની ટીકીટો | ૧૫ | | |
| રૂ. | ૩,૪૬૧ | રૂ. | ૩,૪૬૧ |

## § ૧૧. લિમિટેડ કમ્પનીઓના હિસાબ.

ઇનિકમટેક્ષને પાત્ર આવક શોધવા માટેના નફા નુકસાનનું ખાતું, એકલા માલેક તથા ભાગીદારીના હિસાબની પેઠે અતરે પણ બે રીતે બનાવી શકાય છે.

**ઉદાહરણ:—**

પટેલ મેન્યુફેક્ચરીંગ કંપની લિમિટેડના એકાઉન્ટન્ટે નિચલો નફા નુકસાનનો હિસાબ કંપનીની ખાતાવહીમાંથી ઉપજાવી કાઢ્યો છે. તે ઉપરથી ઈનિકમટેક્ષની આંકણી માટેનો હિસાબ બનાવો. વેપાર કરવા માટેનું મકાન કંપનીનું ધણીઆતું હતું, જેનું ટેક્ષને માટે વારસીક ભાડું

રૂ. ૫,૨૭૫ ઠેડવવામાં આવ્યું હતું; કલેક્ટરે સાંચા કામની ઘસારો ફકત ૫ ટકા બાદ કરવાની રજા આપી હતી; તથા ડીબેંચર હોલ્ડર્સને (માંગનારાઓ) વ્યાજ આપતી વખતે ઇન્કમટેક્ષ કાપી લેવામાં આવ્યો હતો તે ધ્યાનમાં રાખવું.

## કમ્પનીનો ૩૧-૧૨-૧૯૧૮ સુધીનો વરસ ૧) નો

**જમે.** **નફા નુકસાનનો હિસાબ.** **ઉધાર.**

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| વકરા તથા ખરીદી ખાતાનો કુલ નફો | ૩૫,૨૧૮ | નોકરોને પગારના | ૨,૩૫૦ |
| જપત કીધેલા શેર પાછા વેચવાથી થએલો નફો | ૨૮૫ | માજી સેક્રેટરીને પેનશન | ૫૦૦ |
| છુટ તથા વટાવ મલ્યાં | ૫૭૮ | કારખાનાનો તથા દુકાનનો ખરચ | ૭,૨૩૭ |
| શેરનું ડીવીડંડ (ટેક્ષ બાદ) | ૧,૦૨૫ | પ્રિલીમીનરી (શરૂઆતનો) ખરચ માંડી વાલ્યો | ૩,૨૩૧ |
| શેર વધુ ભાવે વેચવાથી ઉપજેલું પ્રીમ્યમ | ૨,૦૦૦ | ઘરાકોને આપેલી છુટ વગેરે | ૧,૦૦૯ |
| શેર ટ્રાન્સફર કરવાની ફી | ૧૯૦ | ડીબેંચર્સ હોલ્ડર્સ (માગનારાઓ)ને આપેલું વ્યાજ | ૩,૫૦૦ |
| પરચુટણ આવક | ૨૫ | ઓડીટરો અને ડાઇરેક્ટરોની ફી | ૮૨૫ |
| | | આગના વીમાનું પ્રીમ્યમ | ૩૨૯ |
| | | સાંચા કામ થોડું વેચાવાથી થએલો નફો | ૭૨૫ |
| | | ન વસુલ થાય તેવું કરજ માંડી વાળ્યું | ૮૯૧ |
| | | સાંચાકામની ઘસારો ૮ ટકા | ૧,૯૫૦ |
| | | ઇન્કમટેક્ષ આપ્યો | ૮૨૧ |
| | | વોર ફંડના નાટકમાં ભર્યા | ૧,૦૦૦ |
| | | ન વસુલ થાય તેવાં કરજ માટે બાજુ કાઢી મુકેલી રકમ | ૩૨૨ |
| | | ચોખ્ખો નફો | ૧૪,૬૩૧ |
| રૂ. | ૩૯,૩૨૧ | રૂ. | ૩૯,૩૨૧ |

# ઇન્કમટેક્ષની ૧૯૧૯-૧૯૨૦ ની આંકણી માટેનું નફા નુકસાન ખાતું.

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| ઉપલો ચોખ્ખો નફો | ૧૪,૬૩૧ | મકાનનું ( ઉપજે એવું ) વારસીક ભાડું | ૫,૨૭૫ |
| માજી સેક્રેટરીને પેનશન | ૫૦૦ | જપ્ત કીધેલા શેર પાછા વેચવાથી થએલો નફો | ૨૮૫ |
| માંડી વાલેલો શરૂઆતનો ખરચ | ૩,૨૩૧ | શેરનું ડીવીડનડ ( ટેક્ષ કપાયલું | ૧,૦૨૫ |
| માંગનારાઓને આપેલું વ્યાજ (ઇનકમટેક્ષ કાપ્યા બાદ) | ૩,૫૦૦ | શેર વધુ ભાવે વેચવાથી ઉપજેલું પ્રીમ્યમ | ૨,૦૦૦ |
| સાંચા કામ વેચવાથી થએલી ખોટ | ૭૨૫ | ઇનકમટેક્ષને પાત્ર નફો (જેની ઉપર ટેક્ષ લાગુ પડશે ) | ૧૬,૭૯૫ |
| સાંચા કામની અધિક ઘસાઇ (૨॥ ટકા) | ૬૫૦ | | |
| ઇનકમટેક્ષ આપ્યો | ૮૨૧ | | |
| વોર ફંડના નાકટમાં ભર્યા | ૧,૦૦૦ | | |
| ન વસુલ થાય તેવાં કરજ માટે બાજુ કાઢેલા | ૩૨૨ | | |
| | રૂ. ૨૫,૩૮૦ | | રૂ. ૨૫,૩૮૦ |

## § ૧૨. ભાગીઆઓ વચ્ચે ઇન્કમટેક્ષની વેંહચણી.

ભાગીદારીની પેઢીના નફા ઉપર ઇન્કમટેક્ષ પેઢીને નામે પેઢી તરફથી ભરવામાં આવે છે અને નહીં કે જુદા જુદા ભાગીઆઓને નામે.

જો ભાગીદારી રેજીસ્ટર થએલાં સીલ, સાખ, સાથેના કરારનામાંથી બની અથવા બંધાઇ હોય, તો તે પેઢીને ચોપડીની આખેરીએ બતાવેલા કોઠાના વધતામાં વધતા (એટલે રૂપીએ એક આનો) દરે ઇનકમટેક્ષ આપવો પડે છે, પણ જો તેમ ન બની હોય, તો તેજ કોઠામાં બતાવેલા આવકની પ્રમાણના દરે ટેક્ષ લાગુ પડે છે.

### (ક) જ્યાં ભાગીઆઓ ઇન્કમટેક્ષામાંથી મુક્ત થવાની અથવા ટેક્ષ ઓછો કરાવવાની માગણી ન કરે:—

**ઉદાહરણ:**

એલ. શેઠના, કે. મોદી અને બી. સંજાણા, જેઓની પેઢીનું નફા નુકસાન ખાતું નીચે આપેલું છે. તેઓ એલ. કે. બી. અને કંપનીને નામે ચોપડી વેચનારનો ધંધો કરે છે. તે લોકે નફો નુકસાન એક સરખે હિસ્સે વેંહચી લેવાનું કરારનામું કીધું હતું. પણ તેઓએ પેઢીમાં મુંડી જુદાજ પ્રમાણમાં રોકી હતી, જેની ઉપર સેંકડે ૫ ટકાને હિસાબે વ્યાજ પણ લેવાનું ઠરાવ્યું હતું. શેઠનાની મુંડી રૂ. ૧,૨૦,૦૦૦ ની, મોદીની રૂ. ૭૦,૦૦૦ ની, તથા સંજાણાની રૂ. ૨૦,૦૦૦ ની હતી તથા તેઓ પેઢીમાં વહીવટ કરવા માટેનો પગાર પણ ઉપાડતા હતા. શેઠના વરસ દહાડે રૂ. ૯,૦૦૦, મોદી રૂ. ૬,૦૦૦ અને સંજાણા રૂ. ૩,૦૦૦ એમ ઉપાડતા હતા. તેઓનું વેપાર કરવાનું મકાન પોતાનું ધણીઆતું હતું જેની કલેકટરે વારસીક કીંમત રૂ. ૧૦,૦૦૦ ઠેડવી હતી. પેઢીનો કરને પાત્ર નફો કેટલો થયો, તથા તે ઉપર અપાયલો ઇનિકમટેક્ષ દરેક ભાગ્યાએ કેટલો સહન કરવો ?

## ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૮ ના દીવસે પુરા થએલાં વરસનો

**જમે. નફા નુકસાનનો હીસાબ. ઉધાર.**

| જમે | | ઉધાર | | |
|---|---|---|---|---|
| વકરા તથા ખરીદી ખાતાનો નફો | ૧,૩૫,૨૧૭ | આવક મેળવવા સારૂં ધંધાને લગતા હંમેશના ક્રમમાં થએલો ખરચ | | ૧૮,૨૦૭ |
| શેરોનું વ્યાજ (ઈનિકમટેક્ષ બાદ જઇને) | ૫૨૧ | મુંડીપરનું વ્યાજ :— | | |
| | | શેઠના | ૬,૦૦૦ | |
| | | મોદી | ૩,૫૦૦ | |
| | | સંજાણા | ૧,૦૦૦ | |
| | | | | ૧૦,૫૦૦ |
| | | ભાગીઆઓને પગારના :— | | |
| | | શેઠના | ૯,૦૦૦ | |
| | | મોદી | ૬,૦૦૦ | |
| | | સંજાણા | ૩,૦૦૦ | |
| | | | | ૧૮,૦૦૦ |
| | | ધર્માદા ખરચ | | ૩૬૭ |
| | | ચોખ્ખો નફો | | ૮૮,૬૬૪ |
| | રૂ. ૧,૩૫,૭૩૮ | | | રૂ. ૧,૩૫,૭૩૮ |

## ઈનકમટેક્ષાની આંકણી માટે નફા નુકસાનનો હીસાબ.

**જમે. ઉધાર.**

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો ચોખ્ખો નફો | ૮૮,૬૬૪ | શેરોનું વ્યાજ (ટેક્ષ બાદ) | ૫૨૧ |
| મુંડીપરનું વ્યાજ | ૧૦,૫૦૦ | મકાનની વારસીક કીંમત | ૧૦,૦૦૦ |
| ભાગ્યાઓને પગારના | ૧૮,૦૦૦ | પેઢીનો કરને પાત્રનો નફો (જે ઉપર ઈનકમટેક્ષ ભરવાનો) | ૧,૦૭,૦૧૦ |
| ધર્માદા ખરચ | ૩૬૭ | | |
| | રૂ. ૧,૧૭,૫૩૧ | | રૂ. ૧,૧૭,૫૩૧ |

જો કે પેઢીનો કરને પાત્ર નફો રૂ. ૧,૦૭,૦૧૦ નો થયો છે, છતાં એ ઉપરનો ટેક્ષ ભાગીઆઓમાં સરખે ભાવે ન વહેંચી શકાય, કારણ કે એ રકમમાં ભાગીઆઓની મુંડીનું વ્યાજ તથા પગારનો સમાવેશ થાય છે, જેનું પ્રમાણ નફા નુકસાનના પ્રમાણથી બીલકુલ જુદુંજ છે. માટે પેઢીનો કરને પાત્ર નફો ભાગીઆઓમાં વહેંચાવા પહેલાં થોડાક ફેરફારની જરૂર છે.

| | | |
|---|---|---|
| પેઢીનો કરને પાત્ર નફો ... ... ... | | ૧,૦૭,૦૧૦ |
| **બાદ** ભાગીઆઓની મુંડીનું વ્યાજ. | ૧૦,૫૦૦ | |
| ,, નો પગાર | ૧૮,૦૦૦ | |
| | | ૨૮,૫૦૦ |
| નફા નુકસાનના પ્રમાણમાં વેંહચવાનો નફો | | રૂ. ૭૮,૫૧૦ |

## ભાગીઆઓમાં કરને પાત્ર નફો વેહચવાનું પત્રક.

| વિગત. | શેઠના. | મોદી. | સંજાણા. | કુલ. |
|---|---|---|---|---|
| ઉપર મુજબ વેંહચવાનો નફો... | ૨૬,૧૭૦ | ૨૬,૧૭૦ | ૨૬,૧૭૦ | ૭૮,૫૧૦ |
| ભાગીઆઓની મુંડીપરનું વ્યાજ. | ૬,૦૦૦ | ૩,૫૦૦ | ૧,૦૦૦ | ૧૦,૫૦૦ |
| ,, નો પગાર ... | ૯,૦૦૦ | ૬,૦૦૦ | ૩,૦૦૦ | ૧૮,૦૦૦ |
| ઉપર મુજબ કરને પાત્ર નફો રૂ. | ૪૧,૧૭૦ | ૩૫,૬૭૦ | ૩૦,૧૭૦ | ૧,૦૭,૦૧૦ |

ઉપલું પત્રક પેઢીના કરને પાત્ર નફાની ખરી વેંહચણી બતાવે છે. જ્યારે એ નફાપર ઇનિકમટેક્ષ આપાશે, ત્યારે તે ભાગીઆઓ વચ્ચે

ઉપુલાં પ્રમાણમાં (અને નહી કે સરખે હીસ્સે) સહન થવો જોઇએ. એ ટેક્ષ ભાગીઆઓને અંગત ખાતે ઉધારવો જોઇએ અને નહી કે પેઢીના નફા નુકસાન ખાતે. જો કરને પાત્ર નફો સરખે હીસ્સે વેંહચવામાં આવતે તો એ નફા પરના ટેક્ષનો બોજો ભાગીઆઓ ઉપર અણગટતા પ્રમાણમાં પડતે, જે નીચલાં પત્રક પરથી જણાઇ આવશે :—

| ભાગીઆઓ. | ખરી વેહ્ચણી. | એક સરખી (ખોટી) વેંહ્ચણી. | વધુ ટેક્ષ આપવો પડે. | ઓછો ટેક્ષ આપવો પડે. |
|---|---|---|---|---|
| શેઠના ... | ૪૧,૧૭૦ | ૩૫,૬૭૦ | — | ૫,૫૦૦ |
| મોદી ... ... | ૩૫,૬૭૦ | ૩૫,૬૭૦ | — | — |
| સંજાણા ... | ૩૦,૧૭૦ | ૩૫,૬૭૦ | ૫,૫૦૦ | — |
| કુલ રૂ. ... | ૧,૦૭,૦૧૦ | ૧,૦૭,૦૧૦ | ૫,૫૦૦ | ૫,૫૦૦ |

પેઢીને રૂ. ૧,૦૭,૦૧૦ ની આવકપર, દર રૂપીએ એક આનાને હિસાબે, રૂ. ૬,૬૮૮-૨-૦ નો ટેક્ષ ભરવો પડશે. એ ટેક્ષની રકમ પેઢીના નફા નુકસાન ખાતે નહીં ઉધારવી જોઇએ, કારણ તેમ કીધાથી રૂ. ૬,૬૮૮-૨-૦ ત્રણે ભાગીઆઓને સરખે હીસ્સે આપવો પડે. પણ એ ટેક્ષ ભાગીઆઓને અંગત ખાતે રૂ. ૪૧,૧૭૦; રૂ. ૩૫,૬૭૦ તથા રૂ. ૩૦,૧૭૦ ના પ્રમાણમાં ઉધારવો જોઇએ. માટે શેઠના, મોદી અને સંજાણાને અંગત ખાતે એ ટેક્ષ પેટે રૂ. ૨,૫૭૩-૨-૦; રૂ. ૨,૨૨૯-૬-૦; અને રૂ. ૧,૮૮૫-૧૦-૦ ઉધારવા જોઇએ, જેનો કુલ સરવાલો રૂ. ૬,૬૮૮-૨-૦ થશે.

**નોટ:**—જો ભાગીઆઓ મુડીપરનું વ્યાજ તથા પગાર નફા નુકસાનના પ્રમાણમાંજ લેતા હતે (એટલે સરખે હીસ્સે), તો ઉપલો ટેક્ષ તેઓને અંગત ખાતે સરખા ભાગમાંજ ઉધારવામાં આવતે, એટલે કે દરેકને ખાતે રૂ. ૨,૨૨૯-૬-૦ (૬,૬૮૮-૨-૦÷૩) ઉધરતે.

## (ખ) જ્યાં ભાગીઆઓ ઈન્કમટેક્ષમાંથી મુકત થવા અથવા ટેક્ષ ઓછો કરાવવાની માંગણી કરે:—

**ઉદાહરણ:**

હીરાજી દલાલ, બાપાલાલ નાણાવટી અને ફતેહમહમદ મરચંટનો પોતાની પેઢીમાં નીચે મુજબનો ભાગ છે:—

| ભાગીઆઓ. | ભાગ. | મુંડી. | મુંડીનું વ્યાજ. | પગાર. |
|---|---|---|---|---|
| દલાલ | $\frac{1}{2}$ | ૧૦,૦૦૦ | ૫૦૦ | ૩૦૦ |
| નાણાવટી | $\frac{1}{3}$ | ૧૦,૦૦૦ | ૫૦૦ | ૧૦૦ |
| મરચંટ | $\frac{1}{6}$ | — | — | ૧૫૦ |
| | રૂ. | ૨૦,૦૦૦ | ૧,૦૦૦ | ૫૫૦ |

ભાગીઆઓની આવકના ઉપલા વેપાર સીવાય બીજાં કાંઇ પણ સાધનો નથી. તેઓની નીચે જણાવેલા નફા નુકસાનના ખાતાંપરથી પેઢીની કરને પાત્ર આવક શું હતી અને તે દરેક ભાગીઆને કેટલો ટેક્ષ આપવો પડશે તે શોધી કાઢો?

### ૩૧મી માર્ચ ૧૯૧૯ ના દિવસે પુરા થતાં વરસનું

| જમે. | | નફા નુકસાન ખાતું. ઉધાર. | |
|---|---|---|---|
| વકરા તથા ખરીદખાતાંનો કુલ નફો | ૭,૮૫૨ | પેઢીનો ધંધાને લગતો ખરચ | ૯૬૫ |
| છુટ તથા વટાવ | ૧૩૪ | નોકરોનો પગાર | ૭૮૫ |
| શેરો વેચવાથી થએલો નફો | ૫૦ | ભાડું | ૯૦૦ |
| બેંકનું વ્યાજ | ૧૭ | મુંડીપરનું વ્યાજ | ૧,૦૦૦ |
| | | ભાગીઆઓને પગાર | ૫૫૦ |
| | | આગના વીમાનું પ્રીમ્યમ | ૨૯ |
| | | ઈન્કમટેક્ષ | ૭૯ |
| | | ચોખ્ખો નફો | ૩,૭૪૫ |
| રૂ. | ૮,૦૫૩ | રૂ. | ૮,૦૫૩ |

## ઇન્કમટેક્ષની આંકણી માટે સુધારેલો નફા નુકસાનનો હિસાબ.

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| ઉપલો ચોખ્ખો નફો | ૩.૭૪૫ | શેરો વેચવાથી થએલો નફો | ૫૦ |
| મુડીપરનું વ્યાજ | ૧,૦૦૦ | કરને પાત્ર આવક (જે ઉપર ઇન્કમટેક્ષ લાગુ પડશે) | ૫,૩૨૪ |
| ભાગીઆઓનો પગાર | ૫૫૦ | | |
| ઇન્કમટેક્ષ | ૭૯ | | |
| રૂ. | ૫,૩૭૪ | રૂ. | ૫,૩૭૪ |

| | | |
|---|---|---|
| પેઢીનો કરને પાત્ર નફો | | ૫,૩૨૪ |
| બાદ મુડીનું વ્યાજ | ૧,૦૦૦ | |
| ભાગીઆઓનો પગાર | ૫૫૦ | |
| | | ૧,૫૫૦ |
| નફા નુકસાનના પ્રમાણમાં વેંહચવાનો નફો | | રૂ. ૩,૭૭૪ |

## ભાગીઆઓમાં કરને પાત્ર નફો વેહચવાનું પત્રક.

| વીગત. | દલાલ. | નાણાવટી. | મરચંટ. | કુલ. |
|---|---|---|---|---|
| ઉપર મુજબ વહેંચવાનો નફો. | ૧,૮૮૭ | ૧૨૫૮ | ૬૨૯ | ૩,૭૭૪ |
| મુંડી ઉપરનું વ્યાજ ... | ૫૦૦ | ૫૦૦ | — | ૧,૦૦૦ |
| ભાગીઆઓના પગાર ... | ૩૦૦ | ૧૦૦ | ૧૫૦ | ૫૫૦ |
| ઉપર મુજબ કરને પાત્ર નફો. | રૂ. ૨,૬૮૭ | ૧,૮૫૮ | ૭૭૯ | ૫,૩૨૪ |

(૧) જો ભાગીદારી રજીસ્ટર થએલાં કરારનામાંથી બની હોય, તો તે પેઢીને રૂ. ૫,૩૨૪ પર દર રૂપીએ એક આનાને હીસાબે રૂ. ૩૩૨-૧૨-૦ નો ઇન્કમટેક્ષ ભરવો પડશે. એ ટેક્ષ દરેક ભાગીઆને રૂ. ૨,૬૮૭; રૂ. ૧,૮૫૮; અને રૂ. ૭૭૯ ના પ્રમાણમાં સહન કરવો પડશે. એટલે

કે દલાલને અંગત ખાતે રૂ. ૧૬૭-૧૫-૦; નાણાવટીને ખાતે રૂ. ૧૧૬-૨-૦ અને મરચંટને ખાતે રૂ. ૪૮-૧૧-૦ ઉધારવા પડશે, જેનો કુલ સરવાળો રૂ. ૩૩૨-૧૨-૦ થશે.

દલાલની સઘળા સાધનોથી થતી રૂ. ૨,૬૮૭ ની આવક રૂ. ૨,૦૦૦ થી વધુ તથા રૂ. ૫,૦૦૦ ની અંદર છે, માટે તેવણે રૂ. ૨,૬૮૭ પર દર રૂપીએ ૫ પાઇને હિસાબે ટેક્ષ આપવો જોઇએ. પણ એ આવકપર એમની પેઢી તરફથી રૂપીએ આનો અપાયો છે, માટે એમને રૂ. ૨૬૮૭ પર દર રૂપીએ ૭ પાઇને હિસાબે રૂ. ૯૭-૧૫-૫ નો ટેક્ષ પાછો મલવો જોઇએ.

નાણાવટીની રૂ. ૧,૮૫૮ ની આવક રૂ. ૨,૦૦૦ થી ઓછી છે માટે રૂ. ૧,૮૫૮ પર દર રૂપીએ ૧૨ પાઇને હિસાબે રૂ. ૧૧૬-૨-૦ નો સઘળો ટેક્ષ એમને પાછો મળવો જોઇએ.

તેજ પ્રમાણે મરચંટની રૂ. ૭૭૯ ની સઘળાં સાધનોથી ઉપજતી આવક રૂ. ૨,૦૦૦ ની અંદર છે માટે એવણ પણ ટેક્ષમાંથી બીલકુલ મુક્ત થવા જોઇએ. પણ પેઢી તરફથી એવણે રૂ. ૪૮-૧૧-૦ નો ટેક્ષ ભર્યો છે માટે એ સઘળો ટેક્ષ એવણને પાછો મલવો જોઇએ.

## ચોખ્ખો કર કેટલો ભરવો તે માટેનું પત્રક.

| ભાગીઆ. | પેઢીનો કર ભર્યો. | કર મજરે લેવો. | ચોખ્ખો કર ભર્યો. |
|---|---|---|---|
| દલાલ ... ... | ૧૬૭-૧૫-૦ | ૯૭-૧૫-૫ | ૬૯-૧૫-૭ |
| નાણાવટી ... | ૧૧૬- ૨-૦ | ૧૧૬- ૨-૦ | કાંઈ નહી. |
| મરચંટ ... ... | ૪૮-૧૧-૦ | ૪૮-૧૧-૦ | કાંઈ નહીં. |
| રૂ. ... | ૩૩૨-૧૨-૦ | ૨૬૨-૧૨-૫ | ૬૯-૧૫-૭ |

જો ભાગીદારી રજીસ્ટર ન થઈ હોય તો પેઢીનો રૂ. ૫૩૨૪ ૫ર દર રૂપીએ ૬ પાઇને હિસાબે રૂ. ૧૬૬-૬-૦ નો કર ભરવો પડે. એ કર દરેક ભાગ્યાને રૂ. ૨,૬૮૭; રૂ. ૧, ૮૫૮ અને રૂ. ૭૭૯ ના પ્રમાણમાં સહન કરવો પડશે. જેમ કીધાથી દલાલને આંગત ખાતે રૂ. ૮૩-૧૫-૬; નાણાવટીને ખાતે રૂ. ૫૮-૧-૦ અને મરચંટને ખાતે રૂ. ૨૪-૫-૬ ઉધરશે, જેનો કુલ સરવાળો રૂ. ૧૬૬-૬-૦ થશે.

---

# પ્રકરણ ૩ જું.

## શેર, ડીબેન્ચર, સીક્યુરીટી વગેરેનું વ્યાજ.

---

### § ૧. ઈન્કમટેક્ષ પહેલેથીજ કાપવામાં આવે છે.

જે શખ્સને શેર, સીક્યુરીટી વગેરેનું વ્યાજ આપવાની સત્તા હોય છે, તે શખસ મજકુર વ્યાજ આપ્યાં પહેલાં તેમાથી દર રૂપીએ એક આનાને હિસાબે ઈન્કમટેક્ષ કાપી લે છે (પણ સરકારે કોઇપણ સીક્યુરીટી અથવા લોન "ઇન્કમટેક્ષથી મોકળી" કાઢી હોય તો તેના વ્યાજમાથી ઉપર મુજબ ઇનિકમટેક્ષ બાદ ન કરી શકાય.) અને જો તે શખસ ટેક્ષ કાપી લીધા વગર વ્યાજ આપે તો તે શખસ પોતે જવાબદાર ઠરે.

### § ૨. ઈન્કમટેક્ષની આંકણી માટે જોઇતો હિસાબ.

**(ક) ઉદાહરણ:—**

તાર મહમદ ચીનાઈ, પોતાના શેર, સીક્યુરીટી વગેરેની ૧૯૧૮ ના સાલની આવક ઉપરથી ઈનિકમટેક્ષ માટેનો હિસાબ બનાવવા પોતાના એકાઉન્ટન્ટને કહે છે, અને તે ઉપર ઇનકમટેક્ષ કેટલો ભરવો પડશે, તે પણ જાણવા માંગે છે.

તેવણે હાશમભાઈ પટેલ પાસેથી રૂ. ૧૦,૦૦૦ ઉછીકા લીધા છે, જે ઉપર વરસ દહાડે સેંકડે ૪ ટકા વ્યાજ આપવા ઠડાવ્યું છે અને એશમ વીમા કું.માં પોતાનો વીમો પણ ઉતારવ્યો છે, જેના દર વરસે

રૂ. ૯૦૦ આપે છે. તેની પાસે નીચલા શેર, સીકયુરીટીઓ વગેરે મોજુદ છે :—

| | |
|---|---|
| એ. બી, સી. કું.નીના ૬ ટકા વાલા ૧૦ પ્રેફરંસ શેર | ૨,૦૦૦ |
| એક્ષ. વાઈ. બેંકના ૨૦ શેર ... ... ... | ૧૦,૦૦૦ |
| ઇનફનટ ડેરી કું.ના ૧૦ શેર ... ... ... | ૧,૦૦૦ |
| એડવર્ડ મીલ્સ કું.ના ૫ શેર ... ... ... | ૨,૫૦૦ |
| ઇસ્તર્ન મેરીટાઇમ કું.ના ૧૦૦ શેર ... ... | ૨,૫૦૦ |
| ઇસ્તર્ન ઇનવેસ્તમેંટ એજનસીના ૧૦ શેર ... | ૧,૦૦૦ |
| ૩ાા ટકાની સરકારી લોન ... ... ... | ૨,૦૦૦ |
| ૫ાા ટકાના વોર બોંડસ (ઇનકમટેક્ષથી મોકળાં) ... | ૫,૦૦૦ |
| ૪ ટકાના પોર્ટ ટ્રસ્ટ બોંડસ ... ... ... | ૧,૦૦૦ |
| મોરગેજ પર ધીરેલી લોન ૬ ટકાને હિસાબે ... | ૧૪,૦૦૦ |
| મોરગેજ પર ધીરેલી લોન ૫ ટકાને હિસાબે (જેની ઉપર ઇનકમટેક્ષ મોરગેજ મુકનાર ભરે) ... | ૫,૦૦૦ |
| દલાલ અને નાણાવટીની પેઢીમાં ડીપોઝીટ ૫ ટકે ... | ૧૫,૦૦૦ |
| ઈંડીઆ બેંકના ચાલુ ખાતાંનું વ્યાજ ... ... | ૩૭૫ |

એક્ષ. વાઈ. બેંકે વચ ગાળેલી એક વેંહચણી ૧૦ ટકાને હિસાબે તથા આખેરીની વેંહચણી ૧૮ ટકાને હિસાબે (બેઉ ઇનકમટેક્ષથી મોકળી) જાહેર કીધી હતી. ઇસ્ટર્ન મેરી તાઇમ કું.એ, ઇસ્ટર્ન ઇનવેસ્તમેંટ એજનસીએ તથા ઇનફનટ ડેરી કું.એ કાંઈ પણ ડીવીડનડ આપ્યું ન હોતું. એડવર્ડ મીલ્સ કું.એ વરસની આખેરીએ એક વેંહચણી (ઇનકમટેક્ષ બાદ) ૭ાા ટકાને હિસાબે જાહેર કીધી હતી. જ્યારે બાકીનાં સઘળાં વ્યાજ તથા ડીવીડનડ ઇનકમટેક્ષ કપાઇને મળ્યાં હતાં.

# ઈ. સને ૧૯૧૯-૨૦ ની ઈન્કમટેક્ષની આંકણી માટેનું પત્રક.

## (ક) ઈન્કમટેક્ષ કપાયલી (અથવા ન કપાયલી એવી) આવક.

| આવકનું સાધન. | વ્યાજ-નો દર. | મળેલી નકકી આવક. | કપાયલો ટેક્ષ. | કુલે આવક. |
|---|---|---|---|---|
| ૧. એક્ષ. વાઇ. બેંકના શેર | ૧૪ ટકા | ૧,૪૦૦- ૦-૦ | — | ૧,૪૦૦-૦-૦ |
| ૨. એડવર્ડ મીલ્સ કું.ના શેર ... ... | ૭॥ ,, | ૧૮૭- ૮-૦ | — | ૧૮૭-૮-૦ |
| ૩. વોર બોનડસ ... | ૫॥ ,, | ૨૭૫- ૦-૦ | — | ૨૭૫-૦-૦ |
| ૪. મોરગેજપર ધીરેલી લોન ... ... | ૫ ,, | ૨૫૦- ૦-૦ | — | ૨૫૦-૦-૦ |
| ૫. એ. બી. સી. કું.ના શેર | ૬ ,, | ૧૧૨- ૮-૦ | ૭-૮-૦ | ૧૨૦-૦-૦ |
| ૬. સરકારી લોન ... | ૩॥ ,, | ૬૫-૧૦-૦ | ૪-૬-૦ | ૭૦-૦-૦ |
| ૭. પોર્ટ ટ્રસ્ટ બોનડસ... | ૪ ,, | ૩૭- ૮-૦ | ૨-૮-૦ | ૪૦-૦-૦ |
| રૂ. | | ૨,૩૨૮ -૨-૦ | રૂ. ૧૪-૬-૦ | રૂ.૨૩૪૨-૮-૦ |

## (ખ) ઇન્કમટેક્ષને પાત્ર આવક.

| | | | |
|---|---|---|---|
| ૧. ૬ ટકાની મોરગેજ લોનનું વ્યાજ | ૮૪૦-૦-૦ | | |
| ૨. ૫ ટકાની ડીપોઝીટનું વ્યાજ... | ૭૫૦-૦-૦ | | |
| ૩. ઇનિડયા બેંકનું વ્યાજ ... | ૩૭૫-૦-૦ | | |
| | | ૧૯૬૫-૦-૦ | |
| **બાદ કરવાને લાયકનો ખરચ:-** | | | |
| પટેલ પાસે લીધેલી ૪ ટકાની લોનનું વ્યાજ ... | | ૪૦૦-૦-૦ | |
| | | | ૧,૫૬૫-૦-૦ |
| | | કુલ આવક રૂ. | ૩,૯૦૭-૮-૦ |

(ગ) **કરને પાત્ર નક્કી આવક:—**

ઉપર બતાવ્યા મુજબ ... ૧,૫૬૫-૦-૦

બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ

રૂ. ૩૯૦૭-૮-૦ નો છઠ્ઠો ભાગ) ૬૫૧-૪-૦

——— રૂ. ૯૧૩-૧૨-૦

ઉપલા પત્રક પરથી જણાય છે કે ચીનાઇને રૂ. ૯૧૪ ની આવક ઉપર દર રૂપીએ ૫ પાઇને હિસાબે રૂ. ૨૩-૧૨-૧૦ નો ઇનિકમટેક્ષ ભરવો પડશે અને રૂ. ૨૩૦ ની આવક ઉપર દર રૂપીએ ૭ પાઇને હિસાબે રૂ. ૮-૬-૨ નો ટેક્ષ પાછો વસુલ થઈ શકશે, કારણ કે એ રૂ, ૨૩૦ ઉપર ( રૂ. ૧૨૦ રૂ. ૭૦ અને રૂ. ૪૦ નો ઉપર મુંજબનો સરવાલો ) દર રૂપીએ એક આનાને હીસાબે ઇનિકમટેક્ષ બાદ થઇને વ્યાજ મળ્યું હતું.

(ખ) **નોટ:—**

(૧) **જીંદગીના વીમાનું પ્રીમ્યમ:—**

જો કે ચીનાઇએ રૂ. ૯૦૦ નું પ્રીમ્યમ ભર્યું છે છતાં કાયદા પ્રમાણે આવક જાવકમાંથી કુલ્લે આવકના છઠ્ઠા ભાગ ઉપરાંત વધુ ન બાદ થઇ શકે. તેને માટે કુલ્લે આવક રૂ. ૩,૯૦૭-૮-૦ (રૂ. ૨,૩૪૨-૮-૦ + રૂ. ૧,૫૬૫) નો છઠ્ઠો ભાગ રૂ. ૬૫૧-૪-૦ આવકમાંથી બાદ કીધો છે.

(૨) **ઈન્કમટેક્ષનો દર:—**

ચીનાઇની ઇનકમટેક્ષને પાત્ર આવક ઉપલાં પત્રક મુજબ રૂ. ૯૧૩-૧૨-૦ થાય છે અને તેથી કરીને એવણ ઇનિકમટેક્ષ ભરવામાંથી સદંતર મુકત થઇ ન શકે. કારણ કે એ આવક ઉપરાંત એવણની બીજી ઘણી આવક

છે તે પણ ગણવામાં લેવી જોઇએ. તેમ કીધા પછી એમની કુલ આવક રૂ. ૩,૯૦૭-૮-૦ (રૂ. ૨૦૦૦ થી વધુ પણ રૂ. ૫૦૦૦થી ઓછી) હોવા માટે એમને દર રૂપીએ ૫ પાઇનો ટેક્ષ લાગુ પડે છે.

## (૩) પાછો વસુલ કરવાનો ટેક્ષ:—

ઉપર જણાવ્યા મુજબ ચીનાઈ રૂ. ૮-૬-૨ નો ટેક્ષ વસુલ કરી શકશે, પણ તેવન એ રકમ પોતાને ભરવાના ટેક્ષ રૂ. ૨૩-૧૨-૧૪ માંથી મજરે નહીં લઈ શકે, માટે તેવન પહેલી રકમ બાદ કરીને બાકીનો ટેક્ષ નહી ભરી શકે. પણ પહેલાં રૂ. ૨૩-૧૨-૧૦નો આખો ટેક્ષ ભરીને પછી બાકી રૂ. ૮-૬-૨ વસુલ કરી શકશે.

---

# પ્રકરણ ૪ થું.

## ઘરોની, મીલકતોની આવક.

### § ૧. ઇન્કમટેક્ષને પાત્ર આવક શોધવાની રીત.

મ્યુનીસીપાલીટીનો પ્રોપરટી ટેક્ષ ભરવા ઉપરાંત ઘરવાલાઓને ઘરોની મીલકતોની આવક ઉપર ઇનકમટેક્ષ ભરવો પડશે. એ આવક (ઘરભાડું) ઘરવાલાઓને ગમે એટલી (ઓછી યા વધુ) ઉપજતી હોય, પણ ઇનકમટેક્ષ કલેકટર ચોક્કસ ધોરણ ઉપર એ આવકની આંકણી કરે છે. જે આવક (Rateable Value) મ્યુનીસીપલ પ્રોપરટી ટેક્ષના બીલમાં ભરવામાં આવે છે તે ઉપર સેંકડે $૧૧\frac{૧}{૯}$ ટકા ઉમેરવાથી ઇનકમ ટેક્ષને પાત્ર આવક (વારસીક ભાડું) બને છે. જેમ કે એક ઘરની આવક મ્યુનીસીપલ બીલમાં રૂ. ૨૩૪૦ હોય તો, ઇનકમટેક્ષને માટેની આવક (વારસીક ભાડું) નીચે પ્રમાણે રૂ. ૨૬૦૦ થાય. પહેલાં મ્યુનીસીપાલીટી ઘરની આવક રૂ. ૨,૬૦૦ ઠેડવે છે. પણ ખરચ વગેરેને માટે ૧૦ ટકા બાદ કરી રૂ. ૨૩૪૦ આવક પ્રોપરટી ટેક્ષ માટે નક્કી કરે છે.

$$૨૩૪૦+\left(૨૩૪૦\times\frac{૧૧\frac{૧}{૯}}{૧૦૦}\right)=૨૩૪૦+\left(\frac{૨૩૪૦\times૧૦૦}{૧૦૦\times૯}\right)=૨૩૪૦+૨૬૦=$$

રૂ. ૨૬૦૦). અથવા $\frac{\text{નક્કી આવક}}{૯૦} : \frac{\text{નક્કી આવક}}{૨૩૪૦} :: \frac{\text{વારસીક ભાડું}}{૧૦૦} ? =$

$$\frac{૨૩૪૦\times૧૦૦}{૯૦}=\text{રૂ. }૨૬૦૦.$$

હવે એ આવક (અથવા વારસીક ભાડાં) માંથી નીચલા ખરચો અને છુટ (કપાઈ) બાદ કરીને ઇનકમટેક્ષ ગણવામાં આવે છે. જેમ કે ;—

(ક) નુકસાન અથવા નાશ વગેરે બદલ મીલકતના વીમા માટેનું પ્રીમ્યમ.

(ખ) ગીરો મુકેલી મીલકત ઉપર ગીરો રાખનારને આપેલું વ્યાજ.

(ગ) જમીનનું આપેલું ભાડું.

(ઘ) જમીનને માટે આપેલી મહેસુલ.

(ઙ) ભાડું ઉઘરાવવાનો આપેલો ખરચ (વધતામાં વધતો વારસીક ભાડાંના ૭ ટકા જેટલો).

(ચ) જો કોઇ જગ્યા ભાડે ન અપાઇ હોય તો કલેકટર પોતાની સમજ શકિત પ્રમાણે થોડું ભાડું મજરે આપે.

(છ) મ્યુનીસીપલ ટેક્ષ, સમારકામ વગેરે માટે કુલ વારસીક ભાડાનો છઠ્ઠો ભાગ.

## § ૨. ઈન્કમટેક્ષ માટે જોઈતા હિસાબ તથા પત્રક.

### (ક) ઉદાહરણ:—

ક. સોરાબજીએ (જેવણ થોડાંક ઘરો, બંગલાઓ વગેરેના ધણી છે) પોતાની જીંદગીનો વીમો ઓરીએન્ટલ લાઈફ ઇનિશ્યુરનસ કું. માં વરસ દહાડે રૂ. ૧,૭૦૦ ના પ્રીમ્યમને હિસાબે ત્રણ વરસની વાત ઉપર ઉતરાવ્યો હતો. નીચે જણાવેલી મિળકતો ઉપરાંત તેવણની આવકનાં કાંઈપિણ સાધનો નથી. નીચલી વીગતોપરથી એવણ પોતાની સને ૧૯૧૯-૨૦ નાં ઇનકમટેક્ષની આંકણી, તથા તે ઉપરના કરની રકમ, જાણવા આતુર છે.

તેવણનું એક ઘર ૩૨૧, હોર્નબી રોડપર આવેલું છે, જેનું નંબર "A" વોર્ડમાં ૧૨૫૭ મું છે, તેમજ એક બીજું ઘેર "D" વોર્ડ માં ૬૫૧, ગીરગામ રોડપર નં. ૩૨૯ નું છે. એક બંગલો પુને ૩૭૫, મેન સ્ટ્રીટમાં આવેલો હતો જે તેવણે જુલાઈ ૧૯૧૮ માં જુન મહીનાનું ભાડું વસુલ કરવા બાદ વેચી નાખ્યો હતો, એજ પ્રમાણે દેવલાલીનો બંગલો (જે ૩૭, ધોંડી રોડપર આવેલો હતો) સપટેંબરનું ભાડું લીધા પછી એવણે અકટોબર ૧૯૧૮ માં વેચી નાખ્યો. એ મીળકતોની નક્કી (Net Rateable) આવક, મ્યુનીસીપલ બીલ પ્રમાણે, તથા તે ઉપર ખર્ચેલાં આગના વીમાનાં પ્રીમ્યમ નીચે મુજબ છે:—

| મીળકત. | નક્કી આવક. | પ્રીમ્યમ. |
|---|---|---|
| ૧. હોર્નબી રોડનું ઘર ... | રૂ. ૬,૫૭૦ ... | રૂ. ૧૯૦ |
| ૨. ગીરગામ રોડનું ઘર ... | ૪,૧૪૦ ... | ૧૨૦ |
| ૩. પુનાનો બંગલો ... | ૨,૪૩૦ ... | ૮૦ |
| ૪. દેવલાલીનો બંગલો ... | ૧,૫૩૦ ... | ૪૬ |

મુંબઇના ઘરોનાં બીજા ખરચોની વીગત નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧. ગીરો મુકેલાં ઘર પર કઢાવેલાં નાણાં પર વ્યાજ | રૂ. ૪૮૦ |
| ૨. જમીનનું ભાડું ... ... ... ... | ૧૦૯ |
| ૩. જમીનનું મહેસુલ ... ... ... ... | ૧૭ |
| ૪. ભાડું ઉઘરાવવાનો ખરચ ... ... ... | ૮૭૩ |
| ૫. ઘર ખાલી હતું તેથી કલેકટરે મજરે આપવા કહેલા | ૨૦૦ |

## નમુના "ક" મુજબ ઘરોની મીલકતોની વિગત.

| બોર્ડ અને નંબર. | જે મોહલ્લામાં ઘર આવેલું હોય તે મોહલ્લાનું નામ તથા નંબર. | મ્યુનીસીપલ રેજીસ્ટરમાં ઘર કોણને નામે છે તે. | વારસીક ભાડું. | માગેલી કપાઈ. |
|---|---|---|---|---|
| "A" વાર્ડ નં. ૧૨૫૭ | ૩૨૧, હોર્નબી રોડ, મુંબઈ ... | કે. સોરાબજી ... | રૂ. ૭,૩૦૦ | રૂ. ૧૬૬૧ (જુવો પા. ૪૭) |
| "D" " " ૩૨૯ | ૬૫૧, ગીરગામ રોડ, મુંબઈ ... | " ... | ૪,૬૦૦ | |
| "C" " " ૭૧ | ૩૫૭, મેન સ્ટ્રીટ, પુના... ... | કેખશરૂ સોરાબજી ... | ૬૭૫ | |
| "A" " " ૫૪ | ૫૦, ઘોંડી રોડ, દેવલાલી ... | " ... | ૮૫૦ | |
| | | કુલ રૂ. | ૧૩,૪૨૫ | |

## માગેલી કપાતની વીગત ( વાઉચરો સાથે મોકળવાં ).

| | | |
|---|---|---|
| ૧. | વીમાનું પ્રીમ્યમ ... ... ... | રૂ. ૩૫૩ |
| ૨. | કઢાવેલાં નાણાં પર વ્યાજ ... ... | ૪૮૦ |
| ૩. | જમીનનું ભાડું ... ... ... | ૧૦૯ |
| ૪. | જમીનનું મહેસુલ ... ... ... | ૧૭ |
| ૫. | ભાડું ઉઘરાવવાનો ખરચ (રૂ. ૧૧,૭૦૦ ના ૭ ટકા) | ૭૦૨ |
| | કુલે રૂ. | ૧૬૬૧ |

## ઈન્કમટેક્ષની આંકણી માટેનું પત્રક. ( ૧૯૧૯-૨૦ )

| | | |
|---|---|---|
| કુલ વારસીક ભાડું ... ... ... | | રૂ. ૧૩,૪૨૫-૦-૦ |
| બાદ ખાલી પડેલાં ઘરનું ભાડું મજરે લેવાનું | | ૨૦૦-૦-૦ |
| | | ૧૩,૨૨૫-૦-૦ |
| બાદ માગેલી કપાઈ (ઉપર મુજબ) | ૧,૬૬૧-૦-૦ | |
| કુલ્લે ભાડાંનો ( રૂ. ૧૩,૨૨૫ ) નો છઠો ભાગ ખરચ માટે | ૨૨૦૪-૨-૮ | |
| | | ૩,૮૬૫-૨-૮ |
| કુલ આવક | | રૂ. ૯,૩૫૯-૧૩-૪ |
| બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ (રૂ. ૯,૩૫૯-૧૩-૪નો છઠો ભાગ) ... ... ... ... | | ૧,૫૫૯-૧૫-૭ |
| કરને પાત્ર આવક | | રૂ. ૭,૭૯૯-૧૩-૯ |

કે. સોરાબજીની આવક રૂ. ૫૦૦૦ થી વધુ તથા રૂ. ૧૦૦૦૦ થી ઓછી છે માટે એવણુને દર રૂપીએ ૬ પાઇને હિસાબે રૂ. ૭,૮૦૦ ઉપર રૂ. ૨૪૩-૧૨-૦ નો કર આપવો પડશે.

(ખ) **નોટ.**

(૧) **વારસીક ભાડું.**—વરસો વરસ વ્યાજબી રીતે ઘર ભાડે આપવાની આશા રાખી શકાય તે રકમને વારસીક ભાડું કહે છે. ઉપર લખ્યા પ્રમાણે વારસીક ભાડું મ્યુનીસીપાલીટીની નક્કી આવક (જે વારસીક ભાડાની ૯૦ ટકા હોય છે) ઉપરથી કાઢી શકાય છે. જેમ કે હોર્નબી રોડના ઘરનું વારસીક ભાડું રૂ. ૭૩૦૦ નીચે મુજબ આવ્યું છે:—

નક્કી આવક નકકી આવક વારસીક ભાડું

૯૦ ; ૬,૫૭૦ : ૧૦૦; ? ∵ ? $= \frac{૬૫૬૭\times૧૦૦}{૯૦} =$

૭૩૦૦. એજ પ્રમાણે બીજી મીળકતોનું વારસીક ભાડું ગણવામાં આવ્યું છે. પુનાનો બંગલો જુલાઇ ૧૯૧૮ માં વેચી નાંખ્યો હતો, માટે તેનું વારસીક ભાડું ૩ મહીના માટેજ લેવામાં આવ્યું છે. તેજ પ્રમાણે દેવલાલીના બંગલાનું વારસીક ભાડું ૬ મહીનાનુંજ ગણ્યું છે.

(૨) **આગના વીમાનું પ્રીમ્યમ:**—અહીંપણ મુંબઈના ઘરોનું પ્રીમ્યમ ૧૨ મહીનાનું, પુનાના બંગલાનું પ્રીમ્યમ ૩ મહીનાનું તથા દેવલાલીના બંગલાનું ૬ મહીનાનું લીધું છે. અત્રે કહેવું ઠીક પડશે કે જે પ્રીમ્યમ ખરેખર આપ્યું હોય તેજ બાદ આપવામાં આવશે. જો કે વીમા કું.ની રસીદ ઉપર વધારે રકમ લખેલી હોય છે, તેમાંથી વીમા કુંપની હમેશા ઘણું ખરૂં ૨૫ ટકા વળતર બાદ આપે છે, અને તેથી કરીને તે રકમના બાકીના ૭૫ ટકાજ ફકત વારસીક ભાડાંમાંથી બાદ કરી શકાય.

(૩) **ભાડું ઉઘરાવવાનો ખરચ:—** મુંબઇના ઘરોનું ભાડું ઉઘરાવવાનો ખર્ચ જો કે રૂ. ૮૭૦ નો થયો હતો છતાં એ સઘળો વારસીક ભાડાંમાંથી બાદ ન આપી શકાય. વધતાંમાં વધતો વારસીક ભાડાંના ૭ ટકા જેટલો બાદ થઇ શકે માટે અત્રે મુંબઇના ઘરોની વારસીક આવક રૂ. ૧૧,૭૦૦ (રૂ. ૭,૩૦૦+રૂ. ૪,૬૦૦–રૂ. ૨૦૦) ના ૭ ટકા જેટલો રૂ. ૭૦૨નો ખરચ ફક્ટ બાદ કીધો છે. બીજું ઘણો ખરો એવો ખરચ મોટી કીંમત અથવા ભાડાંની મીળકતો ઉપરજ આપવામાં આવે છે.

(૪) **જીંદગીના વીમાનું પ્રીમ્યમ:—** અત્રે પણ પ્રીમ્યમપર રૂ. ૧,૭૦૦ ખરચવામાં આવ્યા છે પણ એ બધા રૂપીઆ વારસીક ભાડાંમાંથી બાદ ન થઇ શકે, કારણકે વધતામાં વધતો એ ખરચ કુલે આવકના છઠ્ઠા ભાગ જેટલો બાદ આપી શકાય. કુલે આવક રૂ. ૯,૩૫૯-૧૩-૪ ની હોવાથી છઠ્ઠા ભાગ જેટલો રૂ. ૧,૫૫૯-૧૫-૭ વીમા પેટે વારસીક આવકમાંથી બાદ કીધાં છે.

(૫) **માગેલી કપાઇના પુરાવા માટે વાઉચરો (ઓચ-રીયાં):—** જ્યારે પણ છુટ અથવા કપાઇ (ખરચ માટે) માંગવામાં આવે ત્યારે તેના પુરાવા પેટે ઓચરીઆં રજુ કરવાં જોઇએ. જેમકે રસીદો, કંટ્રાકટ, કરારનામું, ખત પત્ર વગેરે.

---

# પ્રકરણ ૫ મું.



## વકીલ, એકાઉન્ટન્ટ, ડાકટર વગેરે ધંધાદારીની આવક.

### § ૧. કરને પાત્ર આવક.

ઉપલા ધંધાદારી કર ભરનારે પોતાની સઘળાં સાધનોથી ઉપજની આવકપર, ખરચ બાદ કરીને, ટેક્ષ આપવો, જે ખરચ ફક્ટ ધંધાને લગતોજ હોવો જોઇએ અને જેમાં કર ભરનારનો કોઈ પણ જાતનો અંગત અથવા ઘર ખરચનો સમાવેશ ન થવો જોઇએ. ઉપલી આવકમાં બ્રિટીશ હિંદુસ્તાનમાં રહેતા ધણીને હિંદુસ્તાનનાં કોઇ પણ ભાગમાંથી મલતી ધંધાને લગતી ફીનો પણ સમાવેશ થાય છે.

પહેલાં પ્રકરણમા દર્શાવેલા વારસીક પત્રક, નાખવામાં આવતો કર, ચોપડા વગેરેની તપાસ, ઇન્કમટેક્ષના દાવાની નોટીસ, ટેક્ષની આંકણી શામે વાંધો, વગેરેને લગતા ફકરાઓ અત્રે પણ લાગુ પડે છે.

### § ૨. કરને પાત્ર આવક શોધવા માટે જોઈતા હિસાબ.

એ. બી. ગોવીંદે (જે એકાઉન્ટન્ટનો ધંધો કરે છે) તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવસે આખર થએલાં વરસનો પોતાનો આવક ખરચનો હીસાબ નીચે મુજબ તૈયાર કીધો છે, જે ઉપરથી એવણની કરને પાત્ર આવક (૧૯૧૯-૨૦ ની આંકણી માટે) શોધી કાઢો તથા એમને કેટલો ટેક્ષ બધો મળીને આપવો પડશે? એવણ યુનીવર્સીટીમાં પરીક્ષક છે તથા સરકારી કોલેજમાં શીક્ષક હોવાં ઉપરાંત પોતાના વેપારી વર્ગો પણ ચલાવે છે.

| જમે. | | આવક તથા ખરચ ખાતું. | ઉધાર. |
|---|---|---|---|
| ઑડીટ ફી | ૫,૭૦૦ | ઓફીસનો ખરચ | ૨,૭૩૫ |
| પરચુટણ હિસાબો તપાસવાની આવક | ૩,૮૦૬ | કલાસ (વર્ગ)નો ખરચ | ૮૩૭ |
| વ્યાજ | ૩૧૫ | અંગત અથવા ઘર ખરચ | ૬,૨૦૫ |
| વેપારી વર્ગની ફી | ૨,૭૦૦ | ઇન્કમટેક્ષ | ૨૮૩ |
| સરકારી કૉલેજનો પગાર (ટેક્ષ બાદ) | ૪,૬૫૦ | વોર ફંડમાં ભર્યા | ૫૦૦ |
| પરીક્ષક તરીકેનું લવાજમ | ૧,૭૫૦ | જીંદગીના વીમાનું પ્રીમ્યમ | ૭૫૦ |
| બેન્કનું વ્યાજ | ૧૨૪ | એકાઉન્ટન્ટ સોસાયટીને લવાજમના ભર્યા | ૮૫ |
| શેર વેચવાથી થએલો નફો | ૧૫૦ | એકાઉન્ટન્ટનાં પરોપકારી ફંડમાં ભર્યા | ૧૦૦ |
| પેટા ભાડુત પાસથી ભાડું | ૬૦૦ | ચોખ્ખી આવક | ૯,૩૦૦ |
| શીષ્યો તરફથી ઇનામ | ૧,૦૦૦ | | |
| રૂ. | ૨૦,૭૯૫ | રૂ. | ૨૦,૭૯૫ |

**(ક) ઇન્કમટેક્ષ માટે સુધારેલો આવક ખરચનો હિસાબ.**

| જમે. | | | ઉધાર. |
|---|---|---|---|
| ઉપર પ્રમાણેની ચોખ્ખી આવક | ૯,૩૦૦ | વ્યાજ (ટેક્ષ બાદ) | ૩૧૫ |
| અંગત અથવા ઘર ખરચ | ૬,૨૦૫ | કૉલેજનો પગાર (ટેક્ષ બાદ) | ૪,૬૫૦ |
| ઇનકમટેક્ષ | ૨૮૩ | શેર વેચવાથી થએલો નફો | ૧૫૦ |
| વોર ફંડમાં ભર્યા | ૫૦૦ | શીષ્યો તરફથી ઇનામ | ૧,૦૦૦ |
| એકાઉન્ટન્ટનાં પરોપકારી ફંડમાં ભર્યા | ૧૦૦ | કરને પાત્ર આવક | ૧૧,૦૨૩ |
| જીંદગીના વીમાનું પ્રીમ્યમ | ૭૫૦ | | |
| રૂ. | ૧૭,૧૩૮ | રૂ. | ૧૭,૧૩૮ |

## ઇન્કમટેક્ષ માટે સુધારેલો આવક ખરચનો હિસાબ.

| જમે. | | ઉધાર. | |
|---|---|---|---|
| ઓડીટ ફી | ૫,૭૦૦ | ઓફીસનો ખરચ | ૨,૭૩૫ |
| પરચુટણ હિસાબો તપાસવાની આવક | ૩,૮૦૬ | કલાસનો ખરચ | ૮૩૭ |
| વેપારી વર્ગની ફી | ૨,૭૦૦ | એકાઉન્ટન્ટ સોસાયટીને લવાજમના ભર્યા | ૮૫ |
| પરીક્ષક તરીકેનું લવાજમ | ૧,૭૫૦ | કરને પાત્ર આવક | ૧૧,૦૨૩ |
| બેંકનું વ્યાજ | ૧૨૪ | | |
| પેટા ભાડુત પાસથી ભાડું | ૬૦૦ | | |
| રૂ. | ૧૪,૬૮૦ | રૂ. | ૧૪,૬૮૦ |

જો કે ગોવીંદને રૂ. ૧૦,૨૭૩ પર ઇન્કમટેક્ષ આપવો પડશે, પણ એ ટેક્ષનો દર નક્કી કરવા માટે એમની બીજાં સાધનોથી ઉપજતી આવક પણ ( નીચે મુજબ ) ધ્યાનમાં લેવાની છે.

**(ક) ઇન્કમટેક્ષ બાદ થએલી આવક:—**

(૧) શેરનું વ્યાજ ( રૂપીએ ૧ આનાનો કર ) ... ... ૩૧૫

(૨) કોલેજનો પગાર (રૂપીએ ૬ પાઇનો કર) ... ... ૪,૮૦૦

——— ૫,૧૧૫

**(ખ) ઇન્કમટેક્ષ બાદ ન થએલી આવક** ( ઉપર મુજબ ) ... ... ૧૧,૦૨૩

કુલ આવક રૂ. ૧૬,૧૩૮

(ગ) ઈન્કમટેક્ષને પાત્ર આવક:—

| | | |
|---|---|---|
| (ખ) મુજબ ... ... | ૧૧,૦૨૩ | |
| બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ | ૭૫૦ | |
| | | રૂ. ૧૦,૨૭૩ |

એમની કુલ આવક રૂ. ૧૦,૦૦૦ થી વધુ તથા રૂ. ૨૫,૦૦૦ ની અંદર હોવાને લીધે, એમને સઘળી આવક પર દર રૂપીએ નવ પાઇને હિસાબે કર આપવો જોઇતો હતો. શેરના વ્યાજમાંથી ઈન્કમટેક્ષ દર રૂપીએ ૧૨ પાઇને હિસાબે કપાયો હતો માટે એમને રૂ. ૩૧૫ ઉપર દર રૂપીએ ૩ પાઇને હિસાબે ટેક્ષ મજરે મલવો જોઇએ. પણ એમના કોલેજના પગારમાંથી ૬ પાઇને હીસાબે ટેક્ષ બાદ થએલો હોવાને લીધે તે ઉપર ( રૂ. ૪,૮૦૦ ) ૩ પાઇને હિસાબે વધારાનો ટેક્ષ ભરવો જોઇએ. નીચે જણાવ્યા મુજબ એમને બધો મલીને રૂ. ૫૫૧-૧૦-૦ નો ટેક્ષ ભરવો પડશે :—

| | |
|---|---|
| રૂ. ૧૦,૨૭૩ ઉપર દર રૂપીએ ૯ પાઇને હિસાબે | રૂ. ૪૮૧- ૮-૯ |
| રૂ. ૪,૮૦૦ ,, ,, ,, ૩ ,, ,, | ૭૫- ૦-૦ |
| | ૫૫૬- ૮-૯ |
| બાદ રૂ. ૩૧૫ ,, ,, ,, ૩ ,, ,, | ૪-૧૪-૯ |
| | રૂ. ૫૫૧-૧૦-૦ |

# પ્રકરણ ૬ ઠું.

---

## પરચુટણ બાબદો.

---

### § ૧. બીજાં સાધનોથી થતી આવક.

છેલ્લાં ચાર પ્રકરણોમાં દર્શાવેલાં સાધનોથી ઉપજતી આવક ઉપરાંત બીજાં કોઇપણ સાધનોથી થતી આવક ઉપર પણ કર લેવામાં આવે છે. જેમ કે મોર્ગેજ (ગીરો) પર ધીરેલાં નાણાનું વ્યાજ; બેંકના ખાતાંપરનું વ્યાજ; હિંદુસ્તાનની બહાર થતી પણ હિંદુસ્તાનમાં મળતી હોય તે આવક; બીજી લેવડ દેવડથી થતો નફો; ડાયરેકટરની ફી; એકત્ર કુટુંબની આવકમાંનો ભાગ; જમીનનું ભાડું વગેરે.

ઉપલી આવક મેળવતાં જે પણ જરૂરનો ખરચ થાય (અંગત ખરચ નહીં) તે તેમાંથી બાદ થઈ શકે.

### § ૨. કરને પાત્ર આવક.

કરને પાત્ર આવક શોધવાને માટે, કર ભરનારની છેલ્લાં ચાર પ્રકર્ણોમાં દરશાવેલાં સાધનોથી ઉપજતી આવકમાં ઉપલા ફકરામાં દર્શાવેલી આવક ઉમેરીને નીચલી બે રકમો બાદ કરવી જોઇએ :—

(૧) કંપની, પેઢી અથવા એકત્ર હિંદુ કુટુંબના ભાગીદાર તરીકે મળતી આવક, જો તે આવક પર તે કંપની, પેઢી અથવા કુટુંબ ઈન્કમટેક્ષ ભરતાં હોય.

(૨) પોતાની અથવા ધણીઆણીની જીંદગીના વીમાનું પ્રીમ્યમ, જે કુલ આવકનાં છઠ્ઠા ભાગથી વધુ ન હોવું જોઇએ. એ પ્રીમ્યમની માંગણી કરતી વેલા તેની રસીદ મોકળવી જોઇએ.

**ઉદાહરણ :**—બીજાં પ્રકરણનાં ચોથાં સેકશનમાં દર્શાવેલી ડો. એમ. નારાયણજીની આવકની વીગતોપરથી એમની કરને પાત્ર આવક શોધી કાઢો.

## ૧૯૧૯-૨૦ ની ઇન્કમટેક્ષની આંકણી માટેનું પત્રક.

### (ક) ઇન્કમટેક્ષ કપાયલી (અથવા ન કપાય એવી) આવક:—

| આવકનું સાધન. | વ્યાજનો દર. | મલેલી નક્કી આવક | કપાયલો ટેક્ષ. | કુલ આવક. |
| --- | --- | --- | --- | --- |
| ૧. સેક્રેટરીનો પગાર ... ... ... | | ૪,૦૯૦-૧૦-૦ | ૧૦૯- ૬-૦ | ૪,૨૦૦-૦-૦ |
| ૨. મુંબઇ બેંકના શેર ... ... ... | ૧૫ ટકા. | ૧,૧૨૫- ૦-૦ | — | ૧,૧૨૫-૦-૦ |
| ૩. મરચંટ મેન્યુફેક્ચરીંગ કું.ના શેર... ... | ૬ ,, | ૫૬૨- ૮-૦ | ૩૭- ૮-૦ | ૬૦૦-૦-૦ |
| ૪. વોર લોન ... ... ... ... | ૫ ,, | ૧,૦૦૦- ૦-૦ | — | ૧,૦૦૦-૦-૦ |
| ૫. સરકારી લોન... ... ... ... | ૩॥ ,, | ૩૨૮- ૨-૦ | ૨૧-૧૪-૦ | ૩૫૦-૦-૦ |
| ૬. મોસલેમ મીલના ડીબેંચર ... ... | ૬ ,, | ૨૨૫- ૦-૦ | ૧૫- ૦-૦ | ૨૪૦-૦-૦ |
| ૭. મનુભાઇ અને બીલીમોર્યાની પેઢીમાં ભાગ ... | ૨/૩ | ૪,૬૫૦- ૦-૦ | ૧૫૦- ૦-૦ | ૪,૮૦૦-૦-૦ |
| ૮. એકત્ર કુંટુંબની આવકનો ભાગ ... ... | ૧/૫ | ૭૫- ૦-૦ | ૫- ૦-૦ | ૮૦-૦-૦ |
| | રૂ. | ૧૨,૦૫૬- ૪-૦ | ૩૩૮-૧૨-૦ | ૧૨,૩૯૫-૦-૦ |

૧૨,૩૯૫-૦-૦

**(ખ) ઇન્કમટેક્ષને પાત્ર આવક:—**

| | | | |
|---|---|---|---|
| (૧) | ડોકટરના ધંધાની આવક ... | ૮૧૭-૦-૦ | |
| (૨) | મોર્ગેજ ( ગીરો ) પર ધીરેલાં નાણાનું વ્યાજ ... ... | ૩૭૫-૦-૦ | |
| (૩) | ઘરની મિળકતની આવક ... | ૩,૨૧૮-૦-૦ | |
| (૪) | ડાયમંડ શેરનું વ્યાજ ... | ૫૬-૦-૦ | |
| (૫) | ભેગા સાહસનો નફો ... | ૯૦૦-૦-૦ | |
| (૬) | ડાઇરેકટરની ફી ... ... | ૧૮૦-૦-૦ | |
| (૭) | જમીનનું ભાડું ... ... | ૪૧-૦-૦ | |
| | | | ૫,૫૮૭-૦-૦ |
| | | કુલ આવક રૂ. | ૧૭,૯૮૨-૦-૦ |

**(ગ) ટેક્ષ માટેની નક્કી આવક:—**

| | | |
|---|---|---|
| (ખ) મુજબની આવક (ઉપર પ્રમાણે) ... | | ૫,૫૮૭-૦-૦ |
| બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ | ૭૯૫ | |
| પ્રોવીડન્ટ ફંડમાં લવાજમના | ૪૫૦ | |
| | | ૧,૨૪૫-૦-૦ |
| | રૂ. | ૪,૩૪૨-૦-૦ |

નારાયણજીની કુલ આવક રૂ. ૧૦,૦૦૦ થી વધુ અને રૂ. ૨૫,૦૦૦ ની અંદર હોવાથી, એમને પોતાની સઘળી આવક પર દર રૂપીએ ૯ પાઇને હિસાબે ટેક્ષ આપવો જોઇએ. પણ એમને પોતાની રૂ. ૧૨૩૯૫-૦-૦ ની આવક પર દર રૂપીએ ૫ પાઇથી તે ૧૨ પાઈ સુધીનો ટેક્ષ ભર્યો છે માટે જે આવક પર એમને ૯ પાઇથી ઓછો ટેક્ષ આપ્યો હોય તો બાકીનો વધુ ટેક્ષ આપવો પડશે તેમજ જે આવક પર એમને ૯ પાઇથી

વધુ ટેક્ષ ભર્યો હશે તો એમને દર રૂપીએ ૩ પાઇને હિસાબે ટેક્ષ મજરે મળવો જોઇએ. બીજું રૂ. ૪,૩૪૨ પર પણ એમને દર રૂપીએ ૯ પાઇને હિસાબે ટેક્ષ આપવો પડશે. નીચલાં પત્રક પરથી કેટલો ટેક્ષ વધુ આપવો અને કેટલો મજરે લેવો તે સહેલાઇથી જણાઈ આવશે.

### મજરે લેવાનો તથા ભરવાનો કર દેખાડનારૂં પત્રક.

| સાધન. | આવક. | દર. | કર ભરવો. | કર મજરે લેવો. |
|---|---|---|---|---|
| (ક) કરને પાત્ર આવક (ઉપર પ્રમાણે)... | ... ૪,૩૪૨ | ૯ પાઈ | ૨૦૩-૮-૬ | — |
| (ખ) **કર કપાયલી આવક:–** | | | | |
| ૧. સેક્રેટરીનો પગાર ... | ૪,૨૦૦ | ૪ પાઈ | ૮૭-૮-૦ | — |
| ૨. મનુભાઈ અને બીલીમોરીઆની પેઢીમાં ભાગ... | ૪,૮૦૦ | ૩ ,, | ૭૫-૦-૦ | — |
| ૩. મરચંટ મેન્યુફેક્ચરીંગ કું૦ના શેર ... | ૬૦૦ | ૩ ,, | — | ૯- ૬-૦ |
| ૪. સરકારી લોનનું વ્યાજ... | ૩૫૦ | ૩ ,, | — | ૫- ૭-૬ |
| ૫. ડીબેંચરનું વ્યાજ ... | ૨૪૦ | ૨ ,, | — | ૩-૧૨-૦ |
| ૬. એકત્ર કુટુંબની આવકનો ભાગ ... | ૮૦ | ૩ ,, | — | ૧- ૪-૦ |
| | | રૂ. | ૩૬૬-૦-૬ | ૧૯-૧૩-૬ |

ઉપલાં પત્રક મુજબ નારાયણજીને પહેલાં રૂ. ૩૬૬–૦–૬ નો કર ભરવો પડશે. અને ત્યાર પછી એમને રૂ. ૧૯–૧૩–૬ મજરે મલશે.

## § ૩. ભુલનો સુધારો.

જો કર ભરનાર પોતાની ઈનકમટેક્ષની આંકણીમાંની કાંઈ ભુલ કલેકટરને, ઈનકમટેક્ષના દાવાની નોટીસની તારીખ પછીના ૧૨ મહીનામાં,

બતાવે અથવા તે તરફ તેમનું ધ્યાન ખેંચે, તો કલેકટર ઉપલી મુદતમાં તે ભુલ સુધારી શકે અને કર ભરનારને ઘટતો ટેક્ષ મજરે આપી શકે.

## § ૪. કર ભરનાર સીવાય બીજાઓની જોખમદારી.

જો કોઈ વાલી પોતાના સગીરને માટે, અથવા ટ્રસ્ટી પોતાના નાદારને માટે, અથવા લીકવીડેટર પોતાની કંપનીને માટે, અથવા આડત્યો પોતાના શેઠને માટે, કાંઈ પણ આવક અથવા નફો મેલવતા હોય, તો તે વાલી, ટ્રસ્ટી, લીકવીડેટર, તથા આડત્યો મજકુર આવક ઉપર કર આપવાને બંધાયલા છે. અને જો તેઓ પોતાના હાથમાંની અસ્કયામત ઇનિકમટેક્ષ ભર્યા વગર વેચી નાખે અથવા તેની બીજી રીતે વ્યવસ્થા કરી નાખે, તો તેઓ પોતે તે ટેક્ષને માટે જોખમદાર રહે.

## § ૫. ધાર્મીક તથા ધર્માદા ખાતાંઓની આવક.

મંદીર, મસજીદ, આતશબેહેરામ વગેરે ધાર્મીક ખાતાંઓ, તેમજ ઇસ્પીતાલ, પુસ્તકાલય વગેરે ધર્માદા ખાતાંઓ, તેમજ એવાં બીજાં પરોપકારી ખાતાંઓ જેઓની આવક કેવળ ધર્મ, કેળવણી, સખાવત, તંદરૂસ્તી તથા એવાં બીજાં પરગજુ કામોમાંજ વપડાતી હોય, અને એવાં ખાતાંઓને શેર, સીકયુરીટી વગેરેનું વ્યાજ ઇનકમટેક્ષ કપાઇને મળતું હોય, તો તેઓ કલેકટરની ખાતરી થવા બાદ ઉપલો સઘળો ટેક્ષ પાછો મેળવી શકે તથા તેઓની આવક પર કર લાગુ ન પડે.

## § ૬. ઇન્કમટેક્ષની આંકણી માટેની પતામણી.

જો કોઈ શખ્સ અથવા પેઢી કલેકટરને ઇનિકમટેક્ષની પતામણી માટે અરજી કરે, તો કલેકટર તેઓ સાથે નીચલી શરતે કરારનામું અથવા લખત કરી શકે:—

(ક) કરારનામું ફકટ કરને પાત્ર આવકને લગતું હોવું જોઇએ અને નહીં કે કરની રકમને માટે,

(ખ) કંપનીઓ સાથે, તથા પગારને માટે તથા શેર, સીકયુરીટીઓના વ્યાજને માટે, કરારનામું થઈ શકે નહીં.

(ગ) કરારનામું ત્રણ વરસથી વધુ મુદતનું નહી કરી શકાય.

(ઘ) એવાં કરારનામાંઓની કુલ સંખ્યા એકી વખતે કુલ કર ભરનારાઓ (કંપની, તથા પગાર અને શેરના વ્યાજપર કર ભરનારાઓ સીવાય)ના બે ટકાથી વધુ ન હોવાં જોઇએ.

એવાં કરારનામામાં કર કેટલો, કયાં અને કયારે, ભરવો તેની સઘળી વીગત દર્શાવવી જોઇએ. અને એવા કરારનામાંથી વખત, મહેનત અને કજ્યાનો બચાવ થાય છે.

## § ૭. કર કેમ મજરે લેવો ?

જો એક શેર હોલડર (ભાગીદાર), જેને કંપનીમાંથી ડીવીડનડ (વ્યાજ) ટેક્ષ કપાઇને મેળવ્યું હોય; અથવા એક ભાગ્યો જેને પેઢી તરફથી નફો ટેક્ષ કપાઇને મેળવ્યો હોય (જે પેઢી રેજીસ્ટર થએથી હોય); અથવા એક શખસ, જેની સીકયુરીટીનું વ્યાજ ઇનિકમટેક્ષ બાદ થઇને મળ્યું હોય, કલેકટરની ખાતરી કરે કે તેની કુલ આવક રૂ. ૨૫,૦૦૦ ની અંદર છે તો તેને ચોપડીની આખેરીએ દર્શાવ્યા મુજબનો કર મજરે મળે.

કર મજરે મેળવવાનો દાવો, દાવાને લગતા વરસના છેલ્લા દીવસ પછીના ૧૨ મહીનામાં, કરવો જોઇએ, જ્યાર પછી તે સ્વીકારવામાં આવશે નહીં. નીચલા પ્રસંગોએ કર મજરે મેળવી શકાય.

(૧) એક શખસની કુલ આવક રૂ. ૨,૦૦૦ ની અંદર હોય, અને તેમાંની કોઇ આવક ટેક્ષ કપાઇને મળે, તો તે સઘળો ટેક્ષ મજરે મળે.

(૨) કોઈ શખસ પોતાની આંકણી માટેના હિસાબમાં પોતાની જીંદગીના વીમાનું પ્રીમ્યમ ઉધારતાં વીસરી જાય, તો તે પ્રીમ્યમની રકમ ઉપરનો ટેક્ષ મજરે મેળવી શકાય.

(૩) એક શખસ એક કરતાં વધુ ધંધામાં પડેલો હોય, અને તે કોઈ એક અથવા વધુ ધંધાના નફા પર બીજા કોઈ ધંધાનું નુકસાન

બાદ કીધા વગર ટેક્ષ ભરે, તો તે નુકસાનની રકમ ઉપરનો કર મજરે મેળવી શકે.

(૪) જો કોઈ શખસ પોતાની કુલ આવકમાંથી ટેક્ષ કપાઇને મેળવેલી આવક બાદ કરયા વગર કુલ આવક ઉપર ટેક્ષ ભરે, તો તે શખસ પાછળથી મજકુર કપાયલો ટેક્ષ પાછો મેળવી શકે.

(૫) ઇનકમટેક્ષ હમેશાં આંગ ઉપર ભરવામાં આવે છે માટે કોઈ સખસ પોતાનો ધંધો બંધ કરી દે અને તેના છેલ્લાં વરસનો નફો ગયાં વરસ કરતાં થોડો થયો હોય તો તે બે નફાની રકમના ફેર ઉપરનો કર મજરે મેળવી શકે. તેમજ જો છેલ્લાં વરસમાં નફાને બદલે નુકસાન થયું હોય તો ગયે વરસે ભરેલો સઘળો ટેક્ષ ( ધંધાના નફા ઉપરનો ) પાછો માગી શકે.

(૬) જો કોઈ ખાતાંની આવક કોઈ પણ જાતના ધાર્મીક, પરોપકારી અથવા ધર્માદા કામમાં વપડાતી હોય, અને તે ખાતાંના શેર, સીકયુરીટી વગેરેની આવક ટેક્ષ કપાઇને મળતી હોય, તો મુજકુર કપાયલો સઘળો ટેક્ષ પાછો મેળવી શકાય.

**ઉદાહરણ:**

### (ક) ઈન્કમટેક્ષમાંથી સદંતર મુક્ત થવા માટે.

જોન જેમ્સ પોતાની નીચલી આવકની વીગતો પરથી પોતે ઈનિકમટેક્ષમાંથી મુક્ત થઇ શકશે કે નહીં તે જાણવા માગે છે :—

એમની એક રમકડાંની દુકાન છે જેની કરને પાત્ર આવક રૂ. ૩૫૨–૨–૦ થાય છે. એમના એક ઘરની વારસીક ભાડાંની રકમ રૂ. ૪૫૦ ની ઠડી છે તથા તેની માગેલી કપાઇ રૂ. ૧૮૯ ની થવા જાય છે. એવણ એક પેઢીમાં ટાઇપીસ્ટનું કામ પણ કરે છે, જે માટે એમને દર મહીને રૂ. ૩૦ ( ટેક્ષ કપાયા વગર) નો પગાર મળે છે. એક છોકરાને ઘરે શીખવવા માટે એમને રૂ. ૧૦ મહીને દીવસે આપવામાં આવે છે. એવણે પોતાની જીંદગીનો વીમો સધ્ધર વીમા કુંપનીમાં ઉતરાવ્યો છે, જેનું વારસીક પ્રીમ્યમ રૂ. ૧૯૫ આપવું પડે છે.

## ઈન્કમટેક્ષમાંથી મુક્ત થવા માટેનું પત્રક.

| | | |
|---|---|---|
| ૧. | દુકાનનો કરને પાત્ર નફો ... ... ... | ૩૫૨- ૨-૦ |
| ૨. | ઘરની ચોખ્ખી આવક ... ... ... | ૨૬૧- ૦-૦ |
| ૩. | ટાઈપીસ્ટનો પગાર ... .. ... | ૩૬૦- ૦-૦ |
| ૪. | છોકરાને શીખવવાની ફી ... ... ... | ૧૨૦- ૦-૦ |
| | કુલ આવક રૂ. | ૧,૦૯૩- ૨-૦ |
| | બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ ... | ૧૮૨- ૩-૦ |
| | કરને પાત્ર આવક રૂ. | ૯૧૦-૧૫-૦ |

જેનની સઘળાં સાધનોથી ઉપજતી આવક રૂ. ૨,૦૦૦ ની અંદર હોવા માટે, એવણ ઈનિકમટેક્ષમાંથી સદંતર મુક્ત થઈ શકે.

**નોટ:**—જો કે એમને વીમાના રૂ. ૧૯૫ ભર્યા છે, તે છતાં એવણ પોતાની કુલ આવકના છટ્ટા ભાગથી વધુ રકમ તે માટે પોતાની આવકમાંથી બાદ ન કરી શકે.

### (ખ) ઈન્કમટેક્ષ ઓછો કરાવવા માટે.

પી. એફ. રોઝ એક કાપડનાં ધંધાના માલેક છે, જેમની કરને પાત્ર આવક રૂ. ૩,૭૫૦ ની થવા જાય છે. એમનું એક મોજાંનુ કારખાનું છે, જેમાં એમને રૂ. ૧,૦૦૦ નું નુકસાન થયું છે. માલોની સ્કુલ ઓફ મ્યુઝીકમાં એવન ગાયન શીખવે છે જે માટે એમને દર મહીને રૂ. ૨૦૦ નો (દર રૂપીએ ૫ પાઇને હિસાબે ટેક્ષ કપાઇને) પગાર આપવામાં આવે છે.

એવણ પાસે રૂ. ૫,૦૦૦ ના ૫ા ટકાના (ઈનિકમટેક્ષથી મોકળાં) વોર બોન્ડસ, તથા રૂ. ૧૦,૦૦૦ ની ૩ા ટકાની સરકારી લોન છે. ખંબાલા હીલના એમના બંગલાની વારસીક ભાડાની રકમ રૂ. ૯,૦૦૦ની તથા તે માટેની માંગેલી કપાઇની રકમ રૂ. ૩,૮૭૫ ની ઠેડવવામાં આવી છે. થ્રેડ નીડલ કંપનીમાં ડાયરેકટર હોવાથી એમને ફીના દર વરસે

રૂ. ૩૦૦ મળે છે. એમને સેંટ્રલ બેંકના ચાલુ ખાતાનું વ્યાજ રૂ. ૨૮૯ તથા બોમ્બે બેંકના ડીપોઝીટ ખાતાનું વ્યાજ (ટેક્ષ કપાઇને) રૂ. ૧,૫૦૦ મળ્યું છે. એવણુ પોતાની જીંદગીના વીમાનું પ્રીમ્યમ દર વરસે રૂ. ૬૦૦ ભરે છે.

ઉપલી વીગતપરથી એમનો ઇન્કમટેક્ષ કેટલો ઓછો થઈ શકે તે જણાવો.

## ઇન્કમટેક્ષ ઓછો કરાવવા માટેનું પત્રક.

**(૧) ઇન્કમટેક્ષ કપાયલી (અથવા ન કપાય એવી) આવક :—**

| આવકનું સાધન. | દર. | મળેલી આવક. | કપાયલો ટેક્ષ. | કુલ આવક. |
|---|---|---|---|---|
| | | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. |
| ૧. વોર બોંડનુ વ્યાજ ... | ૫½ ટકા. | ૨૭૫- ૦ | — | ૨૭૫-૦ |
| ૨. સરકારી લોનનું વ્યાજ. | ૩½ ,, | ૩૨૮- ૨ | ૨૧-૧૪ | ૩૫૦-૦ |
| ૩. બોમ્બે બેંકનું વ્યાજ. | ૪ ,, | ૧,૫૦૦- ૦ | ૧૦૦- ૦ | ૧,૬૦૦-૦ |
| ૩. શીક્ષકનો પગાર ... | | ૨,૩૩૭- ૮ | ૬૨- ૮ | ૨,૪૦૦-૦ |
| | | ૪,૪૪૦-૧૦ | ૧૮૪- ૬ | ૪,૬૨૫-૦ |

**(૨) કરને પાત્ર આવક :—**

| | | | |
|---|---|---|---|
| ૧. કાપડના ધંધાનો નફો ... | ૩,૭૫૦-૦-૦ | | |
| ૨. ઘરની મીલકતની આવક ... | ૫,૧૨૫-૦ ૦ | | |
| ૩. ડાયરેક્ટરની ફી ... ... | ૩૦૦-૦-૦ | | |
| ૪. સેંટ્રલ બેંકનું વ્યાજ ... | ૨૮૯-૦-૦ | | |
| | ૯,૪૬૪-૦-૦ | | |
| **બાદ મોજાંના ધંધાની ખોટ ...** | ૧,૦૦૦-૦-૦ | | |
| | | ૮,૪૬૪-૦-૦ | |
| | **કુલ આવક રૂ.** | ૧૩,૦૮૯-૦-૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| કરને પાત્ર આવક | ... | ... | ... | ૮,૪૬૪ |
| બાદ જીંદગીના વીમાનું પ્રીમ્યમ ... | | | ... | ૬૦૦ |
| | | | રૂ. | ૭,૮૬૪ |

રોઝની કુલ આવક રૂ. ૧૦,૦૦૦ થી વધુ અને રૂ. ૨૫,૦૦૦ થી ઓછી હોવાને લીધે એવણે પોતાની સઘળી આવક ઉપર દર રૂપીએ ૯ પાઇને હીસાબે ટેક્ષ આપવો જોઇએ. તે માટે એવણ રૂ. ૨,૪૦૦ પર દર રૂપીએ ૪) પાઇને હિસાબે (કારણ કે ૫ પાઇને હિસાબે ટેક્ષ કપાયો હતો) તથા રૂ. ૭,૮૬૪ પર ૯ પાઇને હીસાબે ટેક્ષ ભરસે.

ઉપલો ટેક્ષ ભરવા પછી એવણ રૂ. ૩૫૦ (સરકારી લોનનું વ્યાજ) તથા રૂ. ૧,૬૦૦ (મુંબઈ બેંકનું વ્યાજ) પર દર રૂપીએ ૩) પાઇને હિસાબે ટેક્ષ પાછો મેળવી શકશે. કારણકે એ બેઉ રકમોપર ૧૨ પાઇને હિસાબે ટેક્ષ કપાયો હતો. હવે એમને બધો મળીને ટેક્ષ કેટલો ભરવો તથા કેટલો મજરે લેવો તે નીચલાં પત્રક ઉપરથી જણાશે:—

## કર ભરવાનું તથા મજરે લેવાનું પત્રક.

| સાધન. | આવક. | દર. | કર ભરવો. | કર મજરે લેવો. |
|---|---|---|---|---|
| (ક) **કરને પાત્ર આવક.** | રૂ. ૭,૮૬૪. | ૯ પાઇ. | ૩૬૮-૧૦-૦. | — |
| (ખ) **ટેક્ષ કપાયલી આવક:-** | | | | |
| ૧. શીક્ષકનો પગાર ... | ૨,૪૦૦. | ૪ ,, | ૫૦- ૦-૦. | — |
| ૨. સરકારી લોનનું વ્યાજ. | ૩૫૦. | ૩ ,, | — | ૫-૭-૬ |
| ૩. બેંક ડીપોઝીટનું વ્યાજ. | ૧,૬૦૦. | ૩ ,, | — | ૨૫-૦-૦ |
| | | | રૂ. ૪૧૮-૧૦-૦ | રૂ. ૩૦-૭-૬ |

## § ૮. ધંધાદારી એનાઉન્ટન્ટે ટેક્ષ માટે તઇયાર કરેલો હિસાબ.

ઈન્કમટેક્ષ અધીઆરીઓ કર ભરનાર તરફથી ધંધાદારી એકાઉન્ટન્ટે તપાસીને તઇયાર કરેલો ઈનકમટેક્ષ માટેનો હિસાબ ઘણો ખરો કબુલ રાખે છે. એવા એકાઉન્ટન્ટ કર ભરનાર તરફ તેમજ સરકાર તરફ એક સરખી રીતે જોખમદાર રહે છે માટે તેઓએ એવી રીતે વરતવું જોઇએ, કે જેમ કરીને કર ભરનારને વધારે ટેક્ષ ન આપવો પડે તેમજ સરકારને પણ જોઇએ તે કરતાં ઓછો ટેક્ષ ન મળે. ટુંકમાં, તેઓએ તદન અપક્ષપાતપણે વરતવું જોઇએ.

સાધારણ બાબદોમાં એકાઉન્ટન્ટને કલેકટરને મલવાની જરૂર પડતી નથી, પણ કાંઈ અગત્યની બાબદ હોય ત્યારે તો તેમણે કલેકટરને મ્હોડે મ્હોડું મળીને કાંઇ પણ સવાલનો ફડચો કરવો જોઇએ. જેમ કીધાથી વધુ વખત તેમજ પઇસાની બરબાદી થતી અટકે. એકાઉંટંટને અઘડી બાબદોમાં રોકવાથી કર ભરનાર પોતાના પઇસાનો, વખતનો, તથા મહેનતનો ઘણો બચાવ કરી શકે છે.

## § ૯. ઇનકમટેક્ષના ચઢ ઉતરના દરનો કોઠો.

| આવક. | દર. |
| --- | --- |
| ૧. કરને પાત્ર આવક રૂ. ૨૦૦૦ થી ઓછી હોય તો | કાંઇ નહી. |
| ૨. કરને પાત્ર આવક રૂ. ૨,૦૦૦ અથવા વધુ પણ રૂ. ૫,૦૦૦ થી ઓછી હોય તો | દર રૂપીએ ૫ પાઈ. |
| ૩. કરને પાત્ર આવક રૂ. ૫,૦૦૦ અથવા વધુ પણ રૂ. ૧૦,૦૦૦ થી ઓછી હોય તો | દર રૂપીએ ૬ પાઇ. |
| ૪. કરને પાત્ર આવક રૂ. ૧૦,૦૦૦ અથવા વધુ પણ રૂ. ૨૫,૦૦૦ થી ઓછી હોય તો | દર રૂપીએ ૯ પાઇ. |
| ૫. કરને પાત્ર આવક રૂ. ૨૫,૦૦૦ અથવા વધુ હોય તો | ૧૨ પાઈ. |

§ ૧૦. ઇનકમટેક્ષ મજરે લેવાને માટે ચઢ ઉતરના દરનો કોઠો.

| આવક. | દર. |
|---|---|
| ૧. કરને પાત્ર આવક રૂ. ૨,૦૦૦ થી ઓછી હોય, તો | દર રૂપીએ ૧૨ પાઈ. |
| ૨. કરને પાત્ર આવક રૂ. ૨,૦૦૦ થી વધુ પણ રૂ. ૫,૦૦૦ થી ઓછી હોય, તો | દર રૂપીએ ૭ પાઇ. |
| ૩. કરને પાત્ર આવક રૂ. ૫,૦૦૦ થી વધુ પણ રૂ. ૧૦,૦૦૦ થી ઓછી હોય, તો | દર રૂપીએ ૬ પાઇ. |
| ૪. કરને પાત્ર આવક રૂ. ૧૦,૦૦૦ થી વધુ પણ રૂ. ૨૫,૦૦૦ થી ઓછી હોય, તો | દર રૂપીએ ૩ પાઇ. |
| ૫. કરને પાત્ર આવક રૂ. ૨૫,૦૦૦ અથવા વધુ હોય, તો | કાંઇ નહી. |

---

# પ્રકરણ ૭ મું.

## ઇન્કમટેક્ષ એકટ ૧૯૧૮.

---

## India Act No. VII of 1918.

As amended by No. 4 of 1919,

***as and from 1st April 1919.***

---

## હિંદુસ્તાન સરકાર.

---

### લેજીસ્લેટિવ ડિપાર્ટમેંટ.

હિંદુસ્તાનની લેજીસ્લેટિવ કાઉનસીલનો હેઠળ લખેલો આકટ નામદાર ગવર્નર જનરલે સને ૧૯૧૮ ના માર્ચ મહિનાની ૧૯ મી તારીખે મંજુર કર્યો, તે આ ઉપરથી સઘળા લોકોને જાહેર થવા સારૂ પ્રસિધ્ધ કર્યો છે:—

**સને ૧૯૧૮ નો આકટ નંબર ૭ મો તથા સને ૧૯૧૯ નો આકટ નંબર ૪ થો.**

સને ૧૯૧૮ નો હિંદુસ્તાનનો આવક ઉપરના કર બાબતનો આકટ (સને ૧૯૧૮ નો ૭ મો), જે સને ૧૯૧૯ ના ૪ થા આકટ પ્રમાણે સુધાર્યો છે.

---

### અનુક્રમણિકા.


કલમો.

૧. ટુંકું નામ, વ્યાપ્તિ અને શરૂઆત.

૨. વ્યાખ્યા.

---

કલમો.

**બાબ ૧ લો.**

**કર આકારવાં જોગ આવક.**

૩ આકટનું લાગુ પડવું.

૪. ખેતીવાડીની આવક.

કલમો.
૫. આવક ઉપરનો કર આકારવા જોગ આવકના વર્ગો.
૬. પગાર.
૭. સિક્યુરિટીઓપર વ્યાજ.
૮. ઘરની મીલકતમાંથી થતી આવક.
૯. ધંધેરોજગારથી થતી આવક.
૧૦. વકીલ, દાક્તર વગેરેના ધંધાની કમાણી.
૧૧. બીજાં સાધનોથી થતી આવક.
૧૨. સામાન્ય અપવાદ.
૧૩. એકંદર આવક નક્કી કરતી વખતે છુટ તથા અપવાદો કેવી રીતે ગણવા.
૧૪. કર આપવાજોગ આવક તથા તેપર આકારવાનો કર.

## બાબ ૨ જો.

## કાપી લેવાની રકમ તથા કર આકારવા બાબત.

૧૫. પગાર વિગેરે આપવા બાબત.
૧૬. વાર્ષિક પત્રક.
૧૭. કર આપનારે ભરવાનું પત્રક.
૧૮. કર આકારવા બાબત.
૧૯. ખરેખરી આવક નક્કી કરવામાં આવે ત્યારે તે પ્રમાણે કરનો તોડ કરવા બાબત.
૨૦. માગણીની નોટીસ.
૨૧. આ આકટ મુજબ આકારેલા કર સામા અરજી.
કલમો.
૨૨. અરજી ધ્યાનમાં લેવા બાબત.
૨૩. ફરી તપાસવાનો અધિકાર.
૨૪. શિક્ષા રૂપે કર આકારવો.
૨૫. આવક ઉપર કર આકારવાનો રહી જાય તે બીજાં વર્ષમાં તે આકારવા બાબત.
૨૬. ભુલ સુધારવા બાબત.
૨૭. સોગન ઉપર પુરાવો લેવાનો અધિકાર વીગેરે.
૨૮. માહિતી મંગાવવાનો અધિકાર.
૨૯. કોઈપણ કંપનીના સભાસદોનું રજિસ્ટર તપાસવાનો અધિકાર.

## બાબ ૩ જો.

## સંક્ષિપ્ત રીતે કર આકારવા બાબત.

૩૦. સંક્ષિપ્ત રીતે કર આકારવા બાબત.

## બાબ ૪ થો.

## વિશેષ પ્રસંગે કરની પાત્રતા.

૩૧. વાલીઓ, ટ્રસ્ટીઓ તથા મુખત્યારીઓ.
૩૨. કોર્ટસ ઓફ વોર્ડઝ વગેરે.
૩૩. (બ્રિટિશ હિંદુસ્તાનમાં) નહિ રહેનારા.
૩૪. મુખ્ત્યારમાં તેવી રીતે ગણેલા શખસોનો સમાવેશ થાય છે.

કલમો.

## બાબ ૫ મો.

### કર વસુલ કરવા બાબત.

૩૫. કર ક્યારે આપવાનો તે.
૩૬. વસુલ કરવાની રીત અને વખત.

## બાબ ૬ ઠો.

### શેર ધારણ કરનારને તથા બીજાઓને કરની રકમ પાછી આપવા બાબત.

૩૭. દરેક શેર ધારણ કરનારને ભાગીદારને તથા સિક્યુરિટીઓના માલિકને કરની રકમ પાછી આપવા બાબત.
૩૮. કરની રકમ પાછી મળવા માટેના દાવાની મુદતની હદ.

## બાબ ૭ મો.

### ગુન્હા અને શિક્ષા.

૩૯. કર આપવામાં અથવા પત્રકો અથવા લેખીત હકીકતો મોકલવામાં અથવા તપાસ કરવા દેવામા કસુર કરવા બાબત.
૪૦. એકરારમાં જણાવેલી ખોટી હકીકત.
૪૧. કલેકટરના કહેવાથી કામ ચલાવવા બાબત.

કલમો.

૪૨. સરકારી નોકરે કોઈ માહિતી ફોડી દેવા બાબત.

## બાબ ૮ મો.

### પરચુટણ.

૪૩. કાનુન કરવાનો અધિકાર.
૪૪. માફી આપવાનો તથા બીજી બાબતનો અધિકાર.
૪૫. પહોંચ તથા તેમાં શું લખવું તે.
૪૬. નોટીસની બજાવણી.
૪૭. ધંધારોજગારની મુખ્ય જગ્યા ઠરાવવાનો અધિકાર.
૪૮. જવાબદારી દુર કરવા બાબત.
૪૯. વખતો વખત ચલાવવાના અધિકાર.
૫૦. કેટલાક સ્થાનિક સરકારના અધિકાર આપવા બાબત.
૫૧. ચીફ રેવેન્યુ ઓથોરિટીએ મુકદ્દમાની વિગત હાઈ કોર્ટને મોકલવા બાબત.
૫૨. દીવાની કોર્ટમાં દાવાઓ વિષે પ્રતિબંધ.
૫૩. રદ કરવા બાબત.

**પરિશિષ્ટ ૧ લું**—કરનો દર.
**પરિશિષ્ટ ૨ જું**—પાછી આપવાની રકમનો દર.
**પરિશિષ્ટ ૩ જું**—રદ કરેલા કાયદાઓ.

## આવક ઉપરના કર બાબતનો આકટ એકત્ર કરીને સુધારવા બાબતનો આકટ.

આવક ઉપરના કર બાબતનો આકટ એકત્ર કરીને સુધારવો ઇષ્ટ છે: વાસ્તે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

ટુંકું નામ, વ્યાપ્તિ અને શરૂઆત.

૧. (૧) આ આકટને સને ૧૯૧૮ નો હિંદુસ્તાનનો આવક ઉપરના કર બાબતનો આકટ કહેવો;

(૨) તે સોંથલ પરગણા સુદ્ધાં આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે, અને મલિક મુઆઝમની સાથે મઇત્રી રાખનારા હિંદુસ્તાનના સરકારની નોકરી માંહેની અથવા ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના તે સંબંધના આધિકાર ચલાવીને સ્થાપવામાં આવેલી સ્થાનિક સત્તાની નોકરીમાહેની બ્રિટિશ રઇયતને તેમજ તે મુલકમાંના કિલક મુઅઝમન બીજા સઘળા નોકરોને લાગુ પડે છે; અને

(૩) તે સને ૧૯૧૮ના એપ્રિલ મહિનાની ૧લી તારીખથી અમલમાં આવશે.

વ્યાખ્યા.

૨. આ આકટમાં, વિષય અથવા સંદર્ભ ઉપરથી કાંઇપિણ બાધ આવતો ન હોય તો,—

(૧) "ખેતીવાડીની આવક" એ સંજ્ઞાનો અર્થ—

(અ) જે જમીન ખેતીવાડીના કામને માટે વપરાતી હોય, અથવા સ્થાનીક દરને પાત્ર હોઇને જે ઉપરનો તે દર સરકારના અમલદારો જમીનમેહેસુલ તરીકે આકારતા તથા એકઠો કરતા હોય તેવી જમીનમાંથી મળતું, કાંઇપિણ ગણોત અથવા મહેસુલ;

(બ) નીચે લખ્યા પ્રમાણે થતી કોઇપિણ આવક, એટલે કે:—

(૧) ખેતીવાડીથી, અથવા

(૨) ખેડુતે અથવા પેદાશમાં ગણોત લેનાર, ખેડુત અથવા પેદાશમાં ગણોત લેનાર, પોતે ઉત્પન્ન કરેલી અથવા પોતાને મળેલી પેદાશને બજારમાં લઈ જવા લાયક કરવાને સાધારણ રીતે જે ક્રિયા કરે તે ક્રિયા કરી હોય તો, તે ક્રિયાથી, અથવા

(૩) ખેડુતે અથવા પેદાશમાં ગણોત લેનારે પોતે જે પેદાશ ઉત્પન્ન કરી હોય અથવા પોતાને જે પેદાશ મળી હોય, તે વેચવા માટે જ્યારે પોતે કોઈ જાતની દુકાન અથવા માંડવો રાખ્યો ન હોય ત્યારે, તેણે કરેલા તેના વેચાણથી, અથવા

(૪) રકમ (અ) માં જણાવેલી જમીનના જેવી કોઇપણ જમીનની મહેસુલ અથવા ગણોત લેનારની માલકીની તથા ભોગવટામાંની કોઈપણ ઇમારતથી, અથવા જે જમીનને માટે અથવા જેની પેદાશને માટે પેટા-કલમ (૨) તથા (૩) માં જણાવેલી ક્રિયા કરવામાં આવતી હોય તેવી જમીનના ખેડુતના અથવા પેદાશમાં ગણોત લેનારના ભોગવટામાંની કોઈપણ ઈમારતથી ;

થતી આવક, એવો થાય છે ;

પણ એવું ઠરાવ્યું છે કે તે ઈમારત તે જમીન ઉપર અથવા તે જમીનની છેક નજદીક હોવી જોઈએ ; અને તે ઈમારત એવી હોવી જોઈએ કે તેની, ગણોત અથવા મહેસુલ લેનારને, અથવા ખેડુત અથવા પેદાશમાં ગણોત લેનારને, તે જમીન સાથે તેનો સંબંધ હોવાથી, રહેવાના ઘર તરીકે, અથવા બીજા ઉપગૃહ તરીકે જરૂર પડતી હોય ;

(૨) "કર આપનાર" એ સંજ્ઞાનો અર્થ, જે શખ્સને આવક ઉપર કર આપવાનો હોય તે શખ્સ, એવો થાય છે, અને તેમાં પેઢી, અથવા અવિભકત હિંદુ કુટુંબનો સમાવેશ થાય છે ;

(૩) "ધંધો રોજગાર" એ સંજ્ઞામાં કોઇપણ ધંધો વેપાર અથવા હુન્નરકામો અથવા ધંધો વેપાર અથવા હુન્નરકામના જેવા કોઈ સાહસ અથવા કામનો સમાવેશ થાય છે;

(૪) ચીફ રેવેન્યુ ઓથોરિટી" એ સંજ્ઞાનો અર્થ, જે પ્રાંતોમાં બોર્ડ ઓફ રેવેન્યુ અથવા ફિનાન્શિયલ કમીશનર હોય તેવા પ્રાંતોમાં તે અધિકારી, અને બીજી કોઈપણ બાબતમાં આ આકટનાં કારણો સારૂ સ્થાનિક સરકાર જે આધકારીને ચીફ રેવેન્યુ ઓથોરિટી ઠરાવે તેવો અધિકારી, એવો થાય છે.

(૫) "કલેકટર" એ સંજ્ઞામાં, આ આકટની રૂયે કલેકટરને આપેલી સત્તા અથવા સોંપેલા કામમાંની સઘળી અથવા કોઇપણ સત્તા અમલમાં મુકવાને અથવા સઘળાં અથવા કોઇપણ કામ બજાવવાને સ્થાનિક સરકાર નિમે તેવા કોઇપણ અમલદારનો, સમાવેશ થાય છે; તથા ધંધોરોજગાર કરતા કોઇપણ કર આપનારના સંબંધમાં, એ સંજ્ઞાનો અર્થ, સદરહુ કર આપનારના ધંધારોજગારની મુખ્ય જગા જે જગ્યાએ આવેલી હોય તે જગાનો કલેકટર અને કોઇપણ બીજા કર આપનારના સંબંધમાં સદરહુ કર આપનાર રહેતો હોય તે જગ્યાનો કલેકટર, એવો થાય છે;

(૬) "કમિશનર" એ સંજ્ઞામાં, આ આટકની રૂયે કમિશનરને આપવામાં આવેલી સત્તા અથવા સોંપેલા કામમાંની સઘળી અથવા કોઇપણ સત્તા અમલમાં મુકવાને અથવા સઘળાં અથવા કોઇપણ કામ બજાવવાને સ્થાનિક સરકાર નિમે તેવા કોઇ પણ અમલદારનો સમાવેશ થાય છે.

(૭) "કંપની" એ સંજ્ઞાનો અર્થ, સને ૧૯૧૩ ના હિંદુસ્તાનના કંપનીના આકટમાં, એ શબ્દની જે વ્યાખ્યા કરી છે તેવી, અથવા પાર્લામેંટના આકટ અથવા રોયલ ચાર્ટર અથવા લેટર્સ પેટંટ અથવા કોઇ બ્રિટીશ તાબામાંહેના મુલકની કાયદા કરનારી મંડળીના આકટની રૂયે થયેલી કોઇ કંપની એવો થાય છે, અને તેમાં ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ

સામાન્ય અથવા વિશેષ હુકમ કાઢીને આ આકટનાં કારણો સારૂ કંપની તરીકે ઠરાવે તેવી, બ્રિટિશ હિંદુસ્તાનમાં ધંધો-રોજગાર કરનારી કોઇપણ પરદેશી મંડળીનો સમાવેશ થાય છે; પછી તે સનદી હોય કે ન હોય, અને તેના ધંધા-રોજગારનું મુખ્ય મથક બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય કે ન હોય, તેની હરકત નહિ.

(૮) "સ્થાનિક સત્તા" એ સંજ્ઞામાં કોઇપણ મ્યુનિસિપલ અથવા લોકલ ફંડપર કાયદેસર રીતે નિબંધ રાખવાનો અથવા તેની વ્યવસ્થા કરવાનો હક ધરાવનાર કોઇપણ શખસનો સમાવેશ થાય છે;

(૯) "માજિસ્ટ્રેટ" અ સંજ્ઞાનો અર્થ, પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ અથવા પહેલા વર્ગનો માજિસ્ટ્રેટ અથવા આ આકટ વિરૂદ્ધના ગુન્હાઓનો ઇનસાફ કરવાને ખાસ સત્તા આપી હોય એવો બીજા વર્ગનો મેજિસ્ટ્રેટ, એવો થાય છે;

(૧૦) "ઠરાવેલું" એ સંજ્ઞાનો અર્થ, આ આકટની રૂએ કરેલી કાનુનો મુજબ ઠરાવેલું, એવો થાય છે;

(૧૧) "આગલું વર્ષ" એ સંજ્ઞાનો અર્થ, જે વર્ષને માટે કર આકારવાનો હોય તેની તુરત અગાડિના વર્ષના માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરા થતા બાર મહિના અથવા જો કર આપનારનો હિસાબ સદરહુ માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરાં થતા વર્ષને બદલે બીજી કોઇ તારીખે પુરા થતાં વર્ષનાં સંબંધમાં સદરહુ બાર મહિનાની મુદતની અંદર તઇયાર કરવામાં આવ્યો હોય ત્યારે સદરહુ કર આપનારની મુનસફી પ્રમાણે જે દિવસે તેનો હિસાબ આવી રીતે તઇયાર કરવામાં આવ્યો હોય, તે દિવસે પુરૂં થતું વર્ષ, એવો થાય છે.

પણ એવું ઠરાવ્યું છે કે જો કર આપનારે આ મુનસફીનો એક વખત ઉપયોગ કર્યો હોય તો, કલેકટરની રજા શિવાય તથા તેને યોગ્ય લાગે તેવી શરતોને અનુસર્યા શિવાય એવા કર

આપનારથી તે વખતે તેને લાગુ હોય તે પ્રમાણે "આગલું વર્ષ" એ સંજ્ઞાનો અર્થ બદલાય એવી રીતે તેનો ફરીથી ઉપયોગ કરશે નહીં.

(૧૨) "મુખ્ય અમલદાર" એ સંજ્ઞા જ્યારે સ્થાનિક સત્તા અથવા કંપની અથવા સ્થાનિક સત્તા અથવા કંપની નહીં હોય એવી બીજી કોઇ સાર્વજનિક સમાજ અથવા મંડળીના સંબંધમાં વપરાયલી હોય ત્યારે તેનો અર્થ—

(અ) તે સત્તા, કંપની, સમાજ, અથવા મંડળીનો સેક્રેટરી, ટ્રેઝરર, મેનેજર અથવા એજન્ટ (મુખત્યાર), અથવા

(બ) તે સત્તા, કંપની, સમાજ અથવા મંડળી સાથે સંબંધ ધરાવતા જે કોઇપણ શખ્સનાપર કલેકટરે, તેને તે સત્તા, કંપની, સમાજ અથવા મંડળીનો મુખ્ય અમલદાર ગણવાના ઇરાદાની નોટીસ બજાવી હોય તે શખ્સ,

એવો થાય છે; તથા

(૧૩) "કુલ આવક" એ સંજ્ઞાનો અર્થ, આ આકટ લાગુ પડતો હોય એવાં સઘળાં સાધનોથી મળતી કુલ આવક, એવો થાય છે.

---

# બાબ ૧ લો.

## કર આકારવા જોગ આવક.

આકટનું લાગુ પડવું.

૩. (૧) આમાં હવે પછી ઠરાવ્યું છે તે શિવાય, આ આકટ, ગમે તે સાધનદ્વારા મળતી સઘળી આવકને, જો તે આવક બ્રિટિશ હિંદુસ્તાનમાં થતી હોય, ઉત્પન્ન થતી હોય અથવા મળતી હોય, અથવા આ આકટના ઠરાવો મુજબ તે આવક બ્રિટિશ હિંદુસ્તાનમાં થતી અથવા ઉત્પન્ન થતી અથવા મળતી હોય તો લાગુ પડશે.

(૨) આ આકટ હેઠળના વર્ગની આવકને લાગુ પડશે નહીં, એટલે કે:—

(૧) સર્વાંશે ધર્મ સંબંધી અથવા ધર્માદા કામો માટે ટ્રસ્ટમાં અથવા કાંઇપણ કાયદાના બંધનની રૂએ ધારણ કરેલી મિલ-

કતમાંથી મલેલી કોઇપણ આવક, તથા એવા કામ માટે માત્ર અંશત:જ એવી રીતે ધારણ કરેલી મિલકતની બાબતમાં, તે કામ માટે વાપરેલી, અથવા વાપરવા માટે આખરની જુદી કાઢેલી આવક.

(૨) અઇચ્છિક બક્ષીસોથી મળેલી તથા ફક્ત ધાર્મિક અથવા ધર્માદા કામો માટે વાપરવાની ધાર્મિક અથવા ધર્માદા સંસ્થાની, કોઇપણ આવક.

(૩) સ્થાનિક સત્તાની આવક.

(૪) સને ૧૮૯૭ નો પ્રોવીડંટ ફંડ બાબતનો આકટ જેને લાગુ પડતો હોય એવું પ્રોવીડંટ ફંડ જે સિક્યુરિટીઓ ધારણ કરતું હોય અથવા જે તેની મિલકત હોય, તે સિક્યુરિટીઓનું અથવા સને ૧૯૧૨ નો પ્રોવીડંટ ઇનિસ્યુરનસ સોસાયટી બાબતનો આકટ જેને લાગુ પડતો હોય અથવા તે આકટની રૂયે માફી આપવામાં આવી ન હોય તો જેને લાગુ પડતે, તેવી કોઇપણ પ્રોવીડંડ ઇનિસ્યુરનસ સોસાયટી ધારણ કરતી હોય અથવા તેની મીલકત હોય તે સિક્યુરિક્યુરિટીઓનું વ્યાજ.

(૫) આખા પેન્શનના અથવા તેના એક ભાગના બદલામાં, અથવા મરણ અથવા ઇજા માટે એકીરકમમાં બદલા તરીકે, અથવા કોઇપણ વીમાની પોલીસી માટે, અથવા એવા કોઇપણ પ્રોવીડંડ ફંડમાં નાણાં ભરનારને આપવાની એકઠી થયલી રકમ તરીકે મળેલી કોઇપણ સામટી રકમ.

(૬) કોઇપણ હોદ્દાના અથવા નફો મળે એવાં નોકરીનાં કામ કરવામા થતો સઘળો અને જરૂરનો ખર્ચ પુરો પાડવા માટે, વીશેષ કરીને આપેલું કોઇપણ ખાસ એલાવનસ, નફો અથવા હકસાઇ.

(૭) વારસાઓ.

(૮) ધંધારોજગારથી અથવા ધંધા, ઉદ્યમ અથવા રોજગાર ચલાવવાથી મળતાં નહિ હોય તથા જે પ્રસંગોપાત મળતાં હોય અને વારે વારે તે મળતાં નહિ હોય અથવા કામે રહેનારના મહેનતાણામાં વધારા તરીકેનાં નહિ હોય એવાં કોઇપણ નાણાં.

(૯) નાણું ન હોય અથવા વાજબી રીતે નાણાંમાં ફેરવી શકાય તેમ ન હોય એવી કોઇપણ હકસાઈ અથવા નફો.

આ પેટા-કલમમાં "ધર્માદા કામ" એ સંજ્ઞામાં ગરીબોને મદદ, કેળવણી, વઇદિકીય મદદ અને સામાન્ય રીતે સાર્વજનિક ઉપયોગનાં બીજાં કોઇપણ કામની વૃદ્ધિ, એનો સમાવેશ થાય છે.

ખેતીવાડીની આવક.

૪. ખેતીવાડીની આવકપર, આવક ઉપરનો કર લેવામાં આવશે નહીં.

આવક ઉપરનો કર આકારવાજોગ આવકના વર્ગો.

૫. આ આકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાય, હેઠળ જણાવેલા વર્ગની આવકપર આમાં હવે પછી જણાવ્યા પ્રમાણે આવક ઉપરનો કર આકારવામાં આવશે, એટલે કે :—

(૧) પગાર.

(૨) સિકયુરીટીઓનું વ્યાજ.

(૩) ઘરની મીલકતમાંથી થતી આવક.

(૪) ધંધારોજગારથી થતી આવક.

(૫) (વકીલ, દાકતર વગેરે) ધંધાની આવક.

(૬) બીજાં સાધનોથી થતી આવક.

પગાર.

૬. (૧) સરકાર, સ્થાનિક સત્તા, કંપની અથવા સ્થાનિક સત્તા અથવા કંપની ન હોય એવી બીજી કોઇપણ સાર્વજનીક સમાજ અથવા મંડળી પાસેથી અથવા તેની તરફથી, અથવા કોઇપણ ખાનગી કામે રાખનારે કલેકટર સાથે ઠરાવેલી શરતો મુજબ, સરકારના તરફથી કર વસુલ કરવા સારૂ કબુલ કર્યું હોય તો તે કામે રાખનાર પાસેથી અથવા તેની તરફથી, કર આપનારને જે

કાંઇપણ પગાર અથવા રોજ, કાંઇપણ એન્યુઇટી, પેનશન અથવા ગ્રેચ્યુટી તથા તેને કાંઇપણ પગાર અથવા રોજ મળતો હોય તેના બદલામાં અથવા તે ઉપરાંત તેને કાંઇપણ ફી, કમીશન, હકસાઈ અથવા નફો મળ્યો હોય તો તેના સંબંધમાં તેની પાસેથી "પગાર" ના સદર હેઠળ કર વસુલ કરવામાં આવશે;

પણ એવું ઠરાવ્યું છે કે :—

(૧) મલિક મુઆઝમના લશ્કરમાંના અથવા મલિક મુઆઝમના હીંદી લશ્કરમાંના કોઇપણ આસામીને, વિશેષ કરીને તે લશ્કરના આસામીઓ સારૂજ સાધારણ રીતે રાખી મુકવામાં આવતી હોય એવી જગાના પગાર તરીકે રૂપીયા ૫૦૦ થી વધારે ન હોય એટલો માસીક પગાર મળતો હોય, તેવા આસામીના પગારની બાબતમાં; અથવા

(૨) કોઇપણ માણસને ડીફર્ડ એન્યુઇટી મેળવી આપવા સારૂ અથવા તેને સ્ત્રી અથવા તેનાં છોકરાં સારૂ (ભરણ પોષણની) તજવીજ કરવા સારૂ તેના પગારમાંથી સરકારની સત્તાની રૂયે કાપી લીધેલી કાંઇપણ રકમની બાબતમાં

કર વસુલ કરવામાં આવશે નહીં; માત્ર એટલુંજ કે એવી રીતે કાપી લીધેલી રકમ તે પગારના છઠ્ઠા ભાગથી વધારે હોવી જોઇએ નહીં.

(૨) જે કોઇપણ આવક બ્રીટીશ હીંદુસ્તાનમાં આપવામાં આવે તો આ મથાળા હેઠળ કર આકારવાને પાત્ર થાય એવી કોઇપણ આવક, સરકાર અથવા ગવર્નર જનરલ ઇન કાઉનસીલે સ્થાપેલી કોઇપણ સ્થાનીક સત્તા હીંદુસ્તાનના કોઇપણ ભાગમાં, કોઇપણ બ્રીટીશ રઇયતને અથવા મલિક મુઆઝમના કોઇપણ નોકરને આપે તો તે એવી રીતે કર આકારવાને પાત્ર છે, એમ સમજવું.

સિકયુરીટીઓ ઉપર વ્યાજ.

૭. હીંદુસ્તાન સરકારની કોઇપણ સિકયુરીટીપર અથવા સ્થાનીક સત્તા અથવા કંપનીએ કાઢેલા અથવા તેની તરફથી કાઢવામાં આવેલાં ડીબેન્ચર અથવા નાણાં માટેની

બીજી સીક્યુરીટીઓપર મળવાના વ્યાજની બાબતમાં "સીક્યુરીટીઓપર વ્યાજ"નાં મથાળાં હેઠળ કર આપનારે કર આપવો પડશે;

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇપણ સીક્યુરીટી આવક ઉપરના કરથી મુક્ત કાઢવામાં આવી હોય અથવા જેના સંબંધમાં તેમ જાહેર કરવામાં આવ્યું હોય એવી હીંદુસ્તાન સરકારની કોઇપણ સીક્યુરીટીપર મળવાનું વ્યાજ કર આપવાજોગ થશે નહીં.

ધરની મીલકતમાં-થી થતી આવક.

૮. કોઇપણ ધરની મીલકત, જેનો તે માલીક હોય, તેની વાસ્તવિક વાર્ષીક કીંમતની બાબતમાં હેઠળની છુટને પાત્ર, કોઇપણ કર આપનારે "ધરની મીલકતથી થતી આવક" એ મથાળાં હેઠળ કર આપવો પડશે, એટલે કે:—

(૧) જ્યારે તે મીલકત માલીકના ભોગવટામાં હોય, અથવા જ્યારે તે ભાડુતને ભાડે આપવામાં આવીં હોય અને જ્યારે માલિકે મરામતનો ખર્ચ કરવાનું માથે લીધું હોય ત્યારે, એવી કીંમતનો છઠ્ઠો ભાગ;

(૨) જ્યારે તે મીલકત ભાડુતના ભોગવટામાં હોય અને ભાડુતે મરામતનો ખર્ચ કરવાનું માથે લીધું હોય, ત્યારે એવી કીંમત અને ભાડુત આપતો હોય તે ભાડું, એ બે વચ્ચેનો, એવી કીંમતના વ-તામાં વ-તા છઠ્ઠા ભાગ સુધીનો તફાવત;

(૩) તે મીલકતના નુકસાન અથવા નાશ ના જોખમ બદલ વીમો ઉતરાવવા માટે આપવામાં આવતી કોઇપણ વાર્ષીક પ્રીમીયમની રકમ;

(૪) જ્યારે તે મીલકત ગીરો અથવા ચાર્જને પાત્ર હોય અથવા જમીનના ભાડાંને પાત્ર હોય ત્યારે, એવા ગીરો અથવા ચાર્જ ઉપરના કોઇપણ વ્યાજની રકમ અથવા એવાં કોઇપણ જમીનનાં ભાડાંની રકમ;

(૫) તે મીલકતના સંબંધમાં જમીન મહેસુલ તરીકે આપવામાં આવતી કોઇપણ રકમ;

(૬) (ભાડું) ઉઘરાવવાની ખર્ચની બાબતમાં વધારેમાં વધારે ઠરાવેલી રકમથી વધુ નહીં હોય તેટલી રકમ;

(૭) ખાલી રહેતી જગાના સંબંધમાં તે બાબતના સંજોગોપર ધ્યાન આપીને કલેકટર ઠરાવે તે રકમ.

આ કલમ તથા ૯મી કલમનાં કારણ માટે, "વાર્ષિક કિંમત" એ સંજ્ઞાનો અર્થ, વર્ષે વર્ષે જે રકમથી વ્યાજબી રીતે સદરહુ મીલકત ભાડે આપી શકાય તે રકમ, એવો થાય છે.

પણ એવું ઠરાવ્યું છે કે, ઘરની મીલકત માલીકના ભોગવટામાં હોય તે પ્રસંગે, એવી રકમ, આ કલમનાં કારણો સારૂ, માલીકની કુલ આવકના દસ ટકા કરતાં વધારે હોવી જોઇએ નહી એમ સમજવું.

ધંધા રોજગારથી થતી આવક.

૯. (૧) જે કોઇપણ ધંધોરોજગાર કર આપનાર ચલાવતો હોય તે ધંધારોજગારના નફાની બાબતમાં તેની પાસેથી "ધંધારોજગારથી થતી આવક" ના મથાળાં હેઠળ કર વસુલ કરવામાં આવશે.

(૨) આપેલી રકમનાં સંબંધમાં, અથવા કીંમતના ઘટાડાની બાબતમાં ઉધારેલી રકમનાં સંબંધમાં હેઠળ જણાવેલી છુટ મુકયા પછી એવો નફો ગણવામાં આવશે, એટલે કે:—

(૧) જે મકાનમાં એવો ધંધોરોજગાર ચલાવવામાં આવતો હોય તે મકાન સારૂં આપવામાં આવતું ભાડું, અથવા જ્યારે કર આપનારની માલકીનું મકાન હોય ત્યારે તે મકાનની વાસ્તવીક વારષીક કીંમત; પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે તે મકાનનો કોઇપણ મુખ્ય ભાગ કર આપનાર રહેવાના ઘર તરીકે વાપરતો હોય ત્યારે, આ કલમ અન્વયેની છુટની રકમ, એવી રીતે વાપરવામાં આવતા ભાગનું પ્રમાણ ધ્યાનમાં લઇને કલેકટર ઠરાવે તે રકમ ગણાશે.

(૨) મરામતની બાબતમાં, જ્યારે કર આપનાર તે મકાનનો ભાડુત હોય, અને આવી મરામતનો ખર્ચ કરવાનું માથે લીધું હોય ત્યારે તે માટે ખર્ચેલી ખરેખરી રકમ ; પણ એવું ઠરાવ્યું છે કે જો તે મકાનનો કોઇપણ મુખ્ય ભાગ કર આપનાર રહેવાના ઘર તરીકે વાપરતો હોય તો એવી રકમના પ્રમાણસર ભાગનીજ છુટ આપવામાં આવશે.

(૩) ધંધારોજગારાર્થે ઉછીની લીધેલી મુડીની બાબતમાં, જ્યારે તેનું વ્યાજ આપવાનું નફો મળે તે ઉપર કોઇપણ રીતે આધાર રાખતું ન હોય ત્યારે, આપેલા વ્યાજની રકમ ;

(૪) ધંધારોજગારાર્થે વાપરવામાં આવતાં મકાન અથવા સાંચાકામ અને પ્લાંટને નુકસાન અથવા નાશના જોખમ બદલના વીમાની બાબતમાં, આપવાનાં કોઈપણ પ્રિમીયમની રકમ ;

(૫) મકાન અથવા સાંચાકામ અને પ્લાંટને ચાલુ મરામતની બાબતમાં, તે માટે ખર્ચેલી ખરેખરી રકમ ;

(૬) કર આપનારની માલકીનાં હોય એવાં મકાન, સાંચાકામ અથવા પ્લાંટની કીંમતમાંના ઘટાડાની બાબતમાં, કર આપનારને પડેલી તેની અસલ કીંમતના અમુક ટકા કરતાં વધારે ન હોય એવી, જુદી જુદી જાતનાં મકાનો, સાંચાકામ અથવા પ્લાંટો માટે તે કેટલો વખત નીભશે તે ધ્યાનમાં લઇને ગવર્નર જનરલ ઈન કાઉન્સીલની સંમતીને પાત્ર, સ્થાનીક સરકાર ઠરાવે તેટલી રકમ; પણ તે નક્કી કરતી વખતે ચાલુ મરામત વખતોવખત કરવામાં આવે છે એમ ધારી લેવામાં આવશે ;

પણ એવું ઠરાવ્યું છે કે,—

(અ) આગલા વર્ષ માટેના ધંધારોજગારના સાધારણ હીસાબમાં માગેલી રકમ ખરેખર ઉધારવામાં આવી ન હોય અને

ઠરાવેલી વીગતો યોગ્ય રીતે પુરી પાડવામાં આવી ન હોય તો આવી છુટ આપવામાં આવશે નહીં.

(ખ) જ્યારે કોઇપણ વર્ષમાં, કબુલ કરવા લાયક પુરેપુરી છુટ માગવામાં આવી ન હોય ત્યારે બાકીની છુટ તે પછીના વર્ષ અથવા વર્ષો માટે માંગેલી છુટમાં ઉમેરી દેવાનો અધીકાર છે;

(ક) કોઇપણ બાબતમાં, આ આકટ અથવા તેની રૂયે રદ કરેલા કોઇપણ આકટ હેઠળના આ પેટા-સદરની રૂયે આપવામાં આવેલી એકંદર છુટ, પ્રસંગ પ્રમાણે, મકાનો, સાંચાકામ અથવા પ્લાંટની કર આપનારને પડેલી અસલ કીંમતથી વધારે થવી જોઇયે નહીં.

(૭) જે કોઇપણ સાંચાકામ અથવા પ્લાંટ વેચવામાં આવ્યા હોય અથવા ઉપયોગમાંથી નીકળી ગયેલા તરીકે કાઢી નાખવામાં આવ્યા હોય તેનાં સંબંધમાં, ઠરી રકમ પ્રમાણે કીંમતના ઘટાડા સંબંધની કુલ છુટ બાદ કર્યા પછી સાંચાકામ અથવા પ્લાંટની કર આપનારને પડેલી અસલ કીંમત તથા જે રકમ માટે તે સાંચાકામ અથવા પ્લાંટ ખરેખર વેચ્યા હોય તે રકમ અથવા ભાંગેલા તરીકે તેની આવનારી કીંમત વચ્ચેનો તફાવત.

(૮) સદરહુ મકાનના સંબંધમાં જમીનમહેસુલ, સ્થાનીક ધારા અથવા મ્યુનીસીપલ કર તરીકે આપવામાં આવતી કોઇ-પણ રકમ.

(૯) એવો નફો મેળવવા સારૂજ કરેલા (મુડીખર્ચના પ્રકારનો ન હોય એવા) કોઇપિણ ખર્ચની રકમ.

વકીલ, દાકતર વગેરે ધંધાની કમાણી.

૧૦. (૧) કર આપનાર જે કોઇપિણ ધંધો અથવા રોજગાર કરતો હોય તેના નફાની બાબતમાં "વકીલ, દાકતર વગેરે ધંધાની કમાણી" ના સદર હેઠળ તે કર આપનારે કર આપવો પડશે.

(૨) ખાસ એવા ધંધા અથવા રોજગાર માટે કરેલા ( મુડીખર્ચના પ્રકારના ન હોય એવા ) કોઇપણ ખર્ચની છુટ મુકયા પછી એવો નફો ગણવામાં આવશે. પણ એવું ઠરાવ્યું છે કે કર આપનારા કાંઈપણ અંગત ખર્ચ માટે કાંઈપણ છુટ મુકવામાં આવશે નહીં.

(૩) સાધારણ રીતે બ્રિટીશ હિંદુસ્તાનમાં રહેતા કોઇપણ શખસને હિંદુસ્તાનમાં કોઇપિણ ભાગમાં તેના ધંધાને લગતી આપેલી ફી આ સદર હેઠળ કર આકારવાજોગ આવક ગણાશે.

બીજાં સાધનોથી થતી આવક.

૧૧. (૧) ખેતીવાડીની આવક શિવાય આ આકટ લાગુ પડતો હોય એવી દરેક જાતની અને દરેક સાધનોથી થતી આવક તથા દરેક જાતના અને દરેક સાધનોથી થતા નફા ( જો તે અગાડીના કોઇપિણ સદરમાં આવી જતા ન હોય તો તે ) ની બાબતમાં, કર આપનારે "બીજાં સાધનોથી થતી આવક" એ સદર હેઠળ કર આપવો પડશે.

(૨) ખાસ એવી આવક મેળવવા સારૂ અથવા એવા નફા કમાવવા સારૂ કરેલા (મુડીખર્ચના પ્રકારના ન હોય એવા ) કોઇપિણ ખર્ચ માટે છુટ મુકયા પછી એવી આવક તથા એવા નફા ગણવામાં આવશે; પણ એવું ઠરાવ્યું છે કે કર આપનારના કાંઇપણ અંગત ખર્ચ માટે કાંઇપણ છુટ મુકવામાં આવશે નહીં.

સામાન્ય અપવાદ.

૧૨. (૧) ઉપર જણાવેલા કોઇપિણ સદર હેઠળ કોઇપણ કર આપનારી બાબતમાં કર આપવાજોગ આવકની રકમ ગણવામાં, જ્યારે કોઇ કંપની અથવા પેઢી અથવા અવીભકત હિંદુ કુટુંબ કરને પાત્ર હોય ત્યારે, તે કંપની, પેઢી અથવા કુટુંબના ભાગીયા તરીકે તે જે આવકનો ઉપભોગ કરતો હોય તે આવક ગણત્રીમાં લેવામાં આવશે નહીં.

(૨) પોતાની અથવા પોતાની ધણીયાણીની જીંદગીનો વીમો ઉતરાવવા માટે અથવા પોતાની અથવા પોતાની ધણીયાણીની જીંદગીપર ડિફર્ડ ઍન્યુઇટી માટેના કરારની બાબતમાં કર આપનારે આપેલી અથવા સને ૧૮૯૭નો પ્રોવીડન્ટ ફંડ બાબતનો આકટ લાગુ પડતો હોય એવા

પ્રોવીડન્ટ ફંડમાં ભરેલી, અથવા સને ૧૯૧૨ના પ્રોવીડંટ ઇન્સ્યુરન્સ સોસાઇટીઝ બાબતના આકટના ઠરાવોને અનુસરતા પ્રોવીડંટ ફંડમાં ભરેલી અથવા તે આકટના ઠરાવોમાંથી મુકત કરેલી કોઇપણ રકમ પણ ગણત્રીમાંથી બાતલ કરવામાં આવશે;

પણ એવું ઠરાવ્યું છે કે આવી રીતે બાતલ કરવામાં આવેલી એકંદર કોઇપણ રકમ "પગાર"ના સદર હેઠળના એવાજ ઠરાવોની બાબતમાં મુકવામાં આવેલી કોઇપણ છુટ ધ્યાનમાં લીધા પછી, એવી માફી તથા છુટ ન આપી હોય તો, કર આપનારની જે આવક કર આકારવાજોગ થાત તેના એક છઠ્ઠાંશ કરતાં વધારે હોવી જોઇએ નહીં.

એકંદર આવક નકકી કરતી વખતે છુટ તથા અપવાદો કેવી રીતે ગણવા.

૧૩. પહેલા પરિશિષ્ટવાં કારણો સારૂ કર આપનારની એકંદર આવક ગણતી વખતે કલમ ૬ (૧)ના વિશેષ ઠરાવોની રૂયે કરની માફી આપેલા પગાર તથા કાપી લીધેલી રકમો કલમ ૧૨ (૧)માં જણાવેલી આવક, અને કલમ ૧૨ (૨)ની રૂયે બાતલ કરેલી રકમો ધ્યાનમાં લેવામાં આવશે.

કર આપવાજોગ આવક તથા તેપર આકારવાનો દર.

૧૪. (૧) કલમો ૬ થી ૧૧ માં જણાવેલા દરેક સદર હેઠળ કર આપનારની આકારવાજોગ કુલ આવક, તે, સદરહુ કર આપનારની કર આકારવાજોગ આવક ગણાશે.

(૨) આમાં ઉપર જણાવેલી શરતોને પાત્ર, દરેક કર આપનાર પાસેથી, સને ૧૯૧૮ ના એપ્રિલ મહીનાની ૧ લી તારીખથી શરૂ થતાં વર્ષ માટે તથા ત્યારપછીના દરેક વર્ષ માટે તે વર્ષમાં ઉઘરાવીને અને હવે પછી આમાં ઠરાવ્યા પ્રમાણે પાછળથી તોડ કરીને તે વર્ષમાંની તેની કર આકારવાજોગ આવક ઉપર ૧ લા પરીશીષ્ટમાં જણાવેલા દરે આવક ઉપરનો કર વસુલ કરવામાં આવશે;

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કર આપનાર દરેક ભાગીદારના જુદા જુદા ભાગ નિર્દિષ્ટ કરીને ભાગીદારીના નોંધેલા લેખથી સ્થાપેલી કોઈ કંપની અથવા પેઢી હોય અને એવી કંપની અથવા પેઢીની આવક

દર વર્ષે રૂપીઆ બે હજાર અથવા તેથી વધુ હોય ત્યારે પહેલા પરીશીષ્ટમાં નિર્દિષ્ટ કરેલા સઉથી વધારેમા વધારે દરે આવક ઉપર કર વસુલ કરવામાં આવશે.

---

## બાબ ૨ જો.

### કાપી લેવાની રકમ તથા કર આકારવા બાબત.

પગાર વિગેરે આપવા બાબત.

૧૫. (૧) હીંદુસ્તાન સરકારની કોઇપણ સિક્યુરિટીના સંબંધી બીજી રીતે ઠરાવ્યું હોય તે શીવાય, આવક ઉપરના કર, (૧) "પગાર" તથા (૨) "સિક્યુરિટી ઉપર વ્યાજ" એ સદરો હેઠળ આવતી કર આકારવાજોગ આવકના સંબંધમાં, તે આપતી વખતે કાપી લેવામાં આવશે.

(૨) કોઈ કામે રાખનારે અથવા "પગાર"ના સદર હેઠળ કર આકારવાજોગ કોઇપણ આવક પગાર કરવા માટે જવાબદાર હોય તેવા બીજા કોઇ શખસે, તે પગાર કરતી વખતે, એવી રકમના સંબંધમાં ૧ લા પરિશિષ્ટમાં નિર્દીષ્ટ કરેલા દર પ્રમાણે ગણીને તે પગાર કરવાની રકમપર આવકનો કર કાપી લેવો; પણ એવું ઠરાવ્યું છે કે, પગાર કરવાની રકમ વારંવાર આપવાની હોય અને તે એક વર્ષ કરતાં કોઇપણ ઓછી મુદતના સંબંધમાં હોય ત્યારે, પ્રમાણસર આખા વર્ષની જે રકમ આપવાની થાય તે ઉપરના દરે ગણીને કર આકારવો. આવી રીતે કાપી લીધેલી રકમ, જે શખસની કમાણીમાંથી તે કાપી લીધી હોય તે શખસ તરફથી ભરેલા આવકના કર તરીકે ગણવી અને ૧૯ મી કલમ મુજબ ત્યારપછી કરના સંબંધમાં તોડ કરવાના પ્રસંગે તે રકમ તેને મુજરે આપવામાં આવશે.

(૩) "સિક્યુરિટીઓ ઉપરનું વ્યાજ" એ સદર હેઠળ કર આકારવાજોગ કોઇપણ આવક પગાર કરવા માટે જવાબદાર શખસે, તે વ્યાજ આપતી વખતે, ૧ લા પરિશિષ્ટમાં નિર્દીષ્ટ કરેલા વધારેમાં વધારે દરે, વ્યાજની રકમ ઉપર કર કાપી લેવો. આવી રીતે કાપી લીધેલી રકમ તે સિક્યુરિટીના માલીક તરફથી ભરાયલી આવક ઉપરના કરની રકમ

તરીકે ગણવામાં આવશે અને ૧૯ મી કલમ મુજબ ત્યારપછી કરના સંબંધમાં તોડ કરવાના પ્રસંગે તે રકમ તેને મુજરે આપવામાં આવશે;

પણ એવું ઠરાવ્યું છે કે સિક્યુરિટીના માલીકને, આ આકટના ઠરાવોની રૂએ કરનો એ પ્રમાણે કાપી લીધેલો કોઇપણ ભાગ પાછો મળે તો એવી રીતે પાછી આપેલી કોઇપણ રકમના સંબંધમાં તેને કાંઈ મુજરે આપવામાં આવશે નહીં.

(૪) પેટા-કલમ (૨) અથવા (૩) ના ઠરાવો મુજબ કાપી લીધેલી સઘળી રકમ, તે કાપી લેનાર શખસે ઠરાવેલી મુદતની અંદર, હીંદુસ્તાન સરકારને ખાતે જમા કરવી અથવા ગવર્નર જનરલ ઈન કાઉન્સીલ ફરમાવે તે મુજબ આપવી.

(૫) જો કોઇપણ શખસ, આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે કર કાપી લઇને ભરે નહિ તો, બીજાં જે પરીણામો તેને થાય તેને બાધ ન આવતાં, તેને જાતે તે કરના સંબંધમાં તકસીરવાન ગણવામાં આવશે.

(૬) આ કલમ મુજબ કાપી લેવાની સત્તાથી બીજી કોઇપણ રીતે વસુલ કરવાની રીતને બાધ આવશે નહીં.

(૭) ઉપર જણાવ્યા છે તે શીવાયના બીજા કોઇપણ સદર હેઠળની કર આકારવાજોગ આવકના સંબંધમાં, કર આપનાર પાસેથી પરભાર્યો કર વસુલ કરવામાં આવશે અને તે કર ઉપર જણાવેલી રીતના તોડને પાત્ર આ આકટ મુજબ આકારેલો કર ગણવામાં આવશે.

વાર્ષીક પત્રક.

૧૬. દરેક સરકારી ઓફીસના સંબંધમાં ઠરાવેલા શખસે, અને દરેક સ્થાનીક સત્તાના અને દરેક કંપનીના, અને સ્થાનીક સત્તા કે કંપની ન હોય એવી દરેક સાર્વજનીક સમાજ અથવા મંડળીના મુખ્ય અમલદારે, તથા સરકારના વતી કર વસુલ કરવાને કબુલ થયો હોય એવા દરેક ખાનગી કામે રાખનારે, નીચે લખેલી હકીકતનું એક લેખી પત્રક ઠરાવેલા નમુનામાં તઈયાર કરવું જોઇએ, અને દરવર્ષે માર્ચ મહીનાની ૩૧ મી તારીખ

પછી ૧૫ દીવસની અંદર તે કલેકટરને પહોંચાડવું અથવા પહોંચતું કરાવવું જોઇએ :—

(અ) જે શખસને, 'પગાર' એ સદર હેઠળ, વાર્ષીક રૂ. ૬૦૦ થી ઓછી નહિ હોય એવી ઠરાવવામાં આવે તેવી કર આકારવાજોગ કોઇપણ આવકની રકમ, પ્રસંગ પ્રમાણે સદરહુ સત્તા, કંપની, સમાજ, મંડળી અથવા ખાનગી કામે રાખનાર પાસેથી સદરહુ માર્ચ મહીનાની ૩૧ મી તારીખે મળતી હોય અથવા તે તારીખે પુરાં થતાં વર્ષ દરમિયાન મળી હોય તેનું નામ તથા જાણી શકાય તેટલું તેનું સરનામું.

(બ) એવા દરેક શખસને મળેલી આવકની રકમ, અને જે વખતે અથવા વખતોએ તે આપવામાં આવી હોય તે વખત અથવા વખતો;

(ક) એવા દરેક શખસ પાસેથી આવકના કર તરીકે કાપી લીધેલી રકમ.

કર આપનારે ભરલાનું પત્રક.

૧૭. (૧) દરેક કંપનીના મુખ્ય અમલદારે આગલા વર્ષ દરમીયાન કંપનીની કુલ આવકનું ઠરાવેલા નમુના પ્રમાણેનું તથા તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળું પત્રક તઇયાર કરવું જોઇએ અને દર વર્ષે જુન મહીનાની ૧૫ મી તારીખે અથવા તે પહેલાં કલેકટરને પહોંચાડવું અથવા પહોંચતું કરાવવું જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે કલેકટર, પોતાની મુનસફી પ્રમાણે, કોઈપણ કંપની અથવા કોઈપણ વર્ગની કંપનીના સંબંધમાં પત્રક પહોંચાડવાની તારીખ લંબાવવાને મુખત્યાર છે.

(૨) કલેકટરના મત પ્રમાણે જેની કર આકારવાજોગ આવક બે હજારથી ઓછી નહિ હોય એવા કંપની શીવાયના બીજા કોઇપણ શખસની બાબતમાં, કલેકટર તેના પર એક નોટીસ કાઢીને, નોટીસમાં નિર્દિષ્ટ કરવામાં આવે તે મુદતની અંદર, ( નોટીસમાં ઠરાવવામાં આવે

તેવી બીજી વીગતો સુદ્ધાં) આગલા વર્ષ દરમીયાનની, તેની કુલ આવકનું ઠરાવેલા નમુના પ્રમાણેનું અને તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળું પત્રક પુરૂં પાડવાનું ફરમાવવાને મુખત્યાર છે.

કર આકરવા બાબત.

૧૮. (૧) જો કલેકટરની એવી ખાતરી થાય કે ૧૭ મી કલમ મુજબ કરેલું પત્રક ખરૂં તથા પુરેપુરૂં છે તો તેણે જે વર્ષમાં પત્રક કર્યું હોય તે વર્ષ માટે, એવા પત્રકના આધારે, કર આપનારે આપવાની રકમ આકારવી.

(૨) ૧૭ મી કલમ મુજબ મોકલેલું પત્રક ખોટું અથવા અપુર્ણ છે એમ માનવાને કલેકટરને કારણ હોય તો, જે શખસે તે પત્રક મોકલ્યું હોય તે શખસના ઉપર એક નોટીસ કાઢીને તેમાં જણાવેલી તારીખે, તેને કલેકટરને ઓફીસમાં હાજર થવાનું, તથા કલેકટરની તપાસ માટે, કલેકટર ફરમાવે તેવા હીસાબો તથા દસ્તાવેજો તથા પત્રકની પુષ્ટિમાં કર આપનાર જે પુરાવા ઉપર આધાર રાખતો હોય તે પુરાવા રજુ કરવાનું અથવા રજુ કરાવવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૩) નોટીસમાં લખેલી તારીખે અથવા બની શકે તેટલા જલદી, કલેકટરે, તે હિસાબો તથા દસ્તાવેજો તપાસ્યા પછી, અને કર આપનાર જે પુરાવા રજુ કરે તે તથા પોતાને જોઇયે તેવા બીજા પુરાવા લીધા પછી, લેખી હુકમ કાઢીને આગલા વર્ષ માટે કર આપનારની કુલ આવકનો નિર્ણય કરવો અને જે વર્ષમાં પત્રક કરવામાં આવ્યું હોય તે વર્ષ માટે, એવા નિર્ણયને આધારે, કર આપનારે આપવાની રકમ આકારવી.

(૪) જો કોઇપણ કંપનીનો મુખ્ય અમલદાર અથવા બીજો કોઈ શખસ, પ્રસંગ પ્રમાણે, કલમ ૧૭ (૧) અથલા (૨) મુજબ પત્રક કરવાનું ચુકે અથવા પત્રક કર્યા પછી, હાજર થવાને અથવા ૧૮ મી કલમની પેટા-કલમ (૨) મુજબ કાઢેલી નોટીસની સઘળી શરતો વાસ્તવિક રીતે પાળવાનું ચુકે, તો કલેકટરે પોતાની ઉત્તમ બુદ્ધિ પ્રમાણે કર આકારવો.

(૫) દરેક બાબતમાં કરની રકમ, કલમો ૮ થી ૧૧ માં જણાવેલા સદરોમાંના દરેક સદર હેઠળ કર આપનારની આગલા વર્ષની આકારવા-જોગ એકંદર આવક ઉપર, તે વર્ષની તેની, કુલ આવકને લાગુ પડતા દરે ગણીને ઠરાવવામાં આવશે.

૧૯. જ્યારે આ આકટની શરૂઆત પછીના જે કોઇપણ વર્ષ માટે કલમ ૧૪ (૨) મુજબ આવક ઉપરનો કર આકારવાનો હોય તે વર્ષમાં, કર આપનારને આગલા વર્ષમાં ખરેખર મળેલી અથવા થયેલી કુલ આવક, કર આપનારે કરેલા પત્રક ઉપરથી અથવા વધુ તપાસ કર્યા પછી, કલેકટરે નક્કી કરી હોય ત્યારે તેણે સદરહુ નક્કી કરેલી આવક તથા તે વખતે અમલમાં હોય એવા કાયદાપર ધ્યાન આપીને, સદરહુ આગલા વર્ષમાં કર આકારવામાં આવ્યો હોત તો જે કર આપવા જોગ થાત તે કર તેના સંબંધમાં ગણવો, અને સદરહુ આગલા વર્ષ માટે કર આપનારે જે એકંદર રકમો આપી હોય અથવા તેના તરફથી આપવામાં આવી હોય તે તથા એવી રીતે ગણેલી કરની રકમ એ બે વચ્ચેનો તફાવત, પ્રસંગ પ્રમાણે, કર આપનાર પાસેથી વસુલ કરવામાં આવશે અથવા તેને પાછો આપવામાં આવશે.

ખરેખરી આવક નક્કી કરવામાં આવે ત્યારે તે પ્રમાણે કરનો તોડ કરવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે આ આકટ પસાર થયા પહેલાં આકારેલા અથવા આપેલા કરના સંબંધમાં આ કલમ મુજબ કંઇપણ તોડ કરવામાં આવશે નહીં.

વળી એવું પણ ઠરાવ્યું છે કે—

(અ) કર આપનાર, અથવા,

(બ) કર આપનાર મરણ પામે અથવા તે નાદાર થાય તે પ્રસંગે તેનો હિત ધરાવનાર વારસ વકીલ, અથવા

(ક) જે વર્ષ માટે કલમ ૧૪ (૨) મુજબ આવક ઉપરનો કર આકારવાનો હોય તે વર્ષના સંબંધમાં, કલેકટર,

તે વર્ષમાં કર આપનારને મળેલી અથવા થયેલી ખરેખરી કુલ આવકના ધોરણે, તે વર્ષમાં કર આપનારે આપેલી અથવા તેના તરફથી અપાઇ ચુકેલી રકમોના સંબંધમાં, તે તારીખ સુધી તાબડતોબ તોડ કરવાનો કોઇપણ વર્ષમાં દાવો કરશે તો તે વ્યાજબી ગણાશે, અને એવો દાવો કર્યાથી કર આપનારે અથવા તેના હિત ધરાવનાર વારસ વકીલે,

એવા નિર્ણયની તારીખ સુધી આવક ઉપરના કરના સંબંધમાં આપવાની અથવા તેમને પાછી આપવાની યોગ્ય રકમ નક્કી કરવા સારૂ જરૂર હોય તેટલે સુધી આ બાબના ઠરાવો લાગુ પડશે તથા તે રકમ તે પ્રમાણે તેમણે ભરવી પડશે અથવા તેમને પાછી આપવામાં આવશે.

માગણીની નોટીસ.

૨૦. જ્યારે કલેકટરે ૧૮ મી કલમ અથવા ૧૯ મી કલમ મુજબ કર આપનારે આપવાની રકમ નક્કી કરી હોય, ત્યારે, તેણે, એવી રીતે આપવાની રકમ નીર્દીષ્ટ કરીને ઠરાવેલા નમુના પ્રમાણેની એક નોટીસ કર આપનારપર બજાવવી.

આ આકટ મુજબ આકારેલા કર સામા અરજી.

૨૧. (૧) કોઇપણ કર આપનાર પોતાના ઉપર ૧૮ મી કલમ મુજબ આકારેલા કરની રકમના સંબંધમાં અથવા જે દરે તેનાપર કર આકારવામાં આવ્યો હોય તે દરના સંબંધમાં અથવા ૧૯ મી કલમ મુજબ કરેલા તોડના સંબંધમાં વાંધો લે, અથવા આ આકટ મુજબ કર આકારવાને પોતે પાત્ર હોવાનું નાકબુલ કરે તો, તે, અથવા કંપનીની બાબતમાં, તેનો મુખ્ય અમલદાર, ૧૭ મી કલમ મુજબ પત્રક તઇયાર કરવાનું અથવા તેની ઉપર ૧૮ મી કલમ મુજબ બજાવેલી નોટીસની સઘળી શરતો વાસ્તવીક રીતે પાળવાનું, જાણીજોઇને અથવા બુદ્ધિપુર્વક, ચુકયો નહીં હોય તો, તેને એવા આકાર અથવા તોડ બાબત કલેકટરના હુકમ સામે દાદ મેળવવા કમીશનરને અરજી કરવાનો અધીકાર છે.

(૨) સાધારણ રીતે સદરહુ અરજી, માંગણીની નોટીસ પહોંચ્યા પછી ૩૦ દીવસની અંદર મોકલી દેવી જોઇએ; પણ તે વાંધો લેનારને તે વખતની અંદર નહીં મોકલવાને પુરતું કારણ હતું એમ કમીશનરની ખાત્રી થાય તો, તે વખત વીતી ગયા પછી તે અરજી લેવાને તે મુખત્યાર છે.

(૩) અરજી ઠરાવેલા નમુનામાં હોવી જોઇએ અને તે ખરી છે એમ ઠરાવેલી રીતે એકરાર કરેલો હોવો જોઇએ.

૨૨. અરજી ધ્યાનમાં લેવાને, કમિશનરે, એક દીવસ અને એક જગ્યા મુકરર કરવાં જોઇએ અને જે દીવસ અને જે જગ્યા તેણે મુકરર કર્યાં હોય તે દીવસે અને તે જગ્યાએ, અથવા તે અરજી, જો કોઇપણ બીજા દીવસે અને બીજી જગ્યાએ, ધ્યાનમાં લેવાનું મુલતવી રાખ્યું હોય તો તે દીવસે અને તે જગ્યાએ તે અરજી ધ્યાનમાં લેવી તથા પોતાને યોગ્ય લાગે તેવો કર કાયમ રાખવાનો, તેમાં ઘટાડો કરવાનો, તે વધારવાનો અથવા રદ કરવાનો, અથવા તેનો તોડ કરવાનો અથવા બીજી કોઈ રીતનો તેણે હુકમ કરવો, તથા કર ભરવા માટે પોતાને યોગ્ય લાગે તે વખત ઠરાવવો.

અરજી ધ્યાનમાં લેવા બાબત.

૨૩. ચીફ રેવેન્યુ ઓથોરીટીને, પોતાની મુનસફી ઉપરથી, પોતાના તાબા હેઠળના કોઇપણ અમલદારે કર આકારવાના સંબંધમાં ચલાવેલા કામના કાગળપત્રો મંગાવવાનો અને પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કરવાનો તથા યોગ્ય લાગે તેવા હુકમ તે ઉપર કાઢવાનો અધીકાર છે:

ફરી તપાસવાનો અધિકાર.

પણ એવું ઠરાવ્યું છે કે કર આપનારનું કહેવું સાંભળ્યા શિવાય, અથવા તેને જે કહેવું હોય તે જાતે અથવા વકીલ મારફતે કહી સંભળાવવાની તેને વ્યાજબી તક આપ્યા શીવાય, કર આપનારે આપવાની રકમ વધારવાનો કોઇપણ હુકમ તેણે કરવો નહિ.

૨૪. આ બાબ મુજબ કર આકારતી વખતે અથવા તેનો તોડ કરતી વખતે કલેકટરની કે કમીશનરની એવી ખાતરી થાય કે કર આપનારે, પોતાની આવકની વીગત છુપાવી છે, અથવા તેણે જાણીજોઇને એવી આવકની ખોટી વીગોતો પુરી પાડી છે, અને તેમ કરીને ખરી આવકની રકમથી ઓછી રકમ જણાવી છે તો, કલેકટર અથવા કમીશનર, કર આપનારને, તેની છેલ્લી નક્કી કરેલી આવક તથા તેણે અસલ જણાવેલી રકમ એ બે વચ્ચેના તફાવત ઉપર, જે દર પ્રમાણે તેને કર આપવો પડતે તેનાથી બમણાં કરતાં વધારે ન હોય એવા દરથી કર આપવાનું ફરમાવવાને મુખત્યાર છે:

શિક્ષા રૂપે કર આકારવો.

પણ એવું ઠરાવ્યું છે કે કર આપનારનું કહેવું સાંભળ્યા શિવાય અથવા તેને જે કહેવું હોય તે કહી સંભળાવવાની યોગ્ય તક આપ્યા શીવાય, એવો કોઇપણ હુકમ કરવો નહિ;

વળી એમ પણ ઠરાવ્યું છે કે, જે હકીકતો ઉપરથી આ કલમ મુજબ શીક્ષા રૂપે કર આકારવામાં આવે તેજ હકીકતોના સંબંધમાં આ આકટની વીરૂદ્ધના કોઇપિણ ગુન્હા માટે કામ ચલાવવામાં આવશે નહીં.

આવક ઉપર કર આકારવાનો રહી જાય તો બીજા વરસમાં તે આકારવા બાબત.

૨૫. જો કોઇપણ કારણસર આ આકટ મુજબ કર આકારવાજોગ આવક ઉપર કોઇપણ વર્ષમાં કર આકારવો રહી ગયો હોય અથવા તો ઘણાજ ઓછા દરે કર આકારવામાં આવ્યો હોય તો કલેકટર, તે પછીના વર્ષમાં કોઇપણ વખતે એવી આવક ઉપર કર આકારવાને અથવા ફરીથી આકારવાને મુખત્યાર છે, અને આ આકટના સઘળા ઠરાવો તે પ્રમાણે લાગુ પડશે.

ભુલ સુધારવા બાબત.

૨૬. કલેકટરે, કર આપનારપર કર આકાર્યાની તારીખથી એક વર્ષની અંદર કોઇપિણ વખતે, એવો કર આપનાર તે સંબંધી જે કોઇ ભુલ તરફ તેનું ધ્યાન ખેંચે તે સુધારવાનો તથા તેના સંબંધમાં એવા કર આપનારને રકમ પાછી આપવાનો અધીકાર છે.

સોગન ઉપર પૂરાવો લેવાનો અધીકાર વીગેરે.

૨૭. આ બાબ મુજબની કોઇપિણ તપાસનાં કારણો સારૂ, કલેકટર અથવા કમીશનરને, હેઠળની બાબતોના સંબંધમાં દાવાનો ઇનસાફ કરતી વખતે, સને ૧૯૦૮ ના દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે કોર્ટને જે અધીકારો આપેલા છે તે અધીકારો પ્રાપ્ત થશે, એટલે કે:—

(અ) કોઈપણુ શખસને હાજર રહેવાની ફરજ પાડવા તથા તેને સોગનપર અથવા એકરારથી તપાસવા બાબત;

(બ) દસ્તાવેજો રજુ કરવાની ફરજ પાડવા; તથા

(ક) સાક્ષી તપાસવા માટે કમીશનો કાઢવા બાબત;

અને આ બાબ મુજબ કલેકટર અથવા કમીશનર આગળ ચાલતું કોઇપણ કામ હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી તથા ૨૨૮ મી કલમના અર્થ પ્રમાણે "ઇન્સાફી મુકદ્દમો" ગણાશે.

માહિતી મંગાવવાનો અધિકાર.

૨૮. આ આકટનાં કારણો સારૂ કલેકટર અથવા કમીશનર,—

(૧) કોઇપણ શખસને, પોતાની નોકરીમાં રાખેલા જે દરેક માણસને તેવી નોકરીમાં રાખેલો હોવાથી 'પગારો' એ સદર હેઠળ આકારવાજોગ નહી હોય તેવી ઠરાવેલી રકમની કોઇપણ આવક મળતી હોય અને જે વાર્ષીક રૂ. ૬૦૦ થી ઓછી ન હોય તેવી આવકનું પોતાની ઉત્તમ માહીતી પ્રમાણે તેના નામ તથા સરનામાવાળું એક ઠરાવેલા નમુના પ્રમાણેનું પત્રક પુરૂ પાડવાનું ફરમાવવાને,

(૨) કોઇપણ પેઢી અથવા અવીભક્ત હીંદુ કુટુંબને પ્રસંગ પ્રમાણે પેઢીના ભાગિયાઓનું અથવા કુટુંબના પુખ્ત ઉમરના પુરૂષોનું અથવા તેમના સરનામાનું પત્રક પુરૂ પાડવાનું ફરમાવવાને,

(૩) જે કોઇ શખસને ટ્રસ્ટી, વાલી અથવા મુખત્યાર માનવાને પોતાને કારણ હોય તેને, જે શખસોનો તે ટ્રસ્ટી, વાલી અથવા મુખત્યાર હોય તેમનાં નામ તથા સરનામાનું પત્રક પુરૂં પાડવાનું ફરમાવવાને,

મુખત્યાર છે.

કોઈપણ કંપનીના સભાસદોનું રજીસ્ટર તપાસવાનો અધીકાર.

૨૯. કલેકટરને અથવા કમીશનરને અથવા કલેકટરે અથવા કમીશનરે આ અર્થે લેખી અધીકાર આપેલા કોઇપણ શખસને, કોઈપણ કંપનીના સભાસદોનું રજીસ્ટર તપાસવાનો, તથા જરૂર હોય તો, રજીસ્ટરની અથવા એવા રજીસ્ટરમાંની કોઇ નોંધની નકલો લેવાનો અથવા લેવડાવવાનો અધીકાર છે.

# બાબ ૪ થો.

## વિશેષ પ્રસંગે કરની પાત્રતા.

વાલીઓ, ટ્રસ્ટીઓ તથા મુખત્યારો.

૩૧. કોઇપણ શખસ સગીર હોય, ગાંડો હોય અથવા બ્રિટીશ હીંદુસ્તાનની બહાર રહેતો હોય (આ સઘળા શખસોનો આ કલમમાં હવે પછી હિતાધિકારી એ સંજ્ઞામાં સમાવેશ કરેલો છે) તે શખસના જે કોઇપણ વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારને એવા હિતાધીકારીના વતી આ આકટ મુજબ કર આકારવાલાયક કાંઇપણ આવક મળતી હોય તે વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારની બાબતમાં, એવો કોઇપણ હીતાધીકારી પુખ્ત ઉમરનો હોત, સાવધ મનનો હોત અથવા બ્રિટીશ હીંદુસ્તાનમાં રહેતો હોત અને તેને એવી આવક પરભારી મળતી હોત, તો તેના ઉપર, જેવી રીતે અને જેટલી રકમનો કર આકારવામાં આવતે તથા તેની પાસેથી વસુલ કરવામાં આવતે તેવીજ રીતે અને તેટલોજ કર, પ્રસંગ પ્રમાણે, સદરહુ વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારના ઉપર આકારવામાં આવશે તથા તેની પાસેથી વસુલ કરવામાં આવશે અને આ આકટના સઘળા ઠરાવોનો તે મુજબ અમલ થશે.

કોર્ટસ ઓફ વોર્ડસ વગેરે.

૩૨. કોર્ટસ ઓફ વોર્ડઝ, એડમિનીસ્ટ્રેટર્સ જનરલ, ઓફીશિયલ ટ્રસ્ટીઓ અથવા કોર્ટથી અથવા કોર્ટના કોઇપણ હુકમથી નીમાયલો કોઇપણ રીસીવર (વહીવટદાર) અથવા મેનેજર (બીજાની વતી મીલકતનો ખરેખરો વહીવટ કરનાર કોઇપણ શખસ, પછી તેને ગમે તે નામ આપ્યું હોય છતાં તે સુદ્ધાં)ને આ આકટ મુજબ કર આકારવાજોગ જે આવક મળતી હોય, તેની બાબતમાં, જે શખશની વતી એવી આવક મળતી હોય તે શખસના ઉપર, જેવી રીતે અને જેટલી રકમનો કર આકારવામાં આવતે અને તેની પાસેથી વસુલ કરવામાં આવતે, તેવીજ રીતે અને તેટલી રકમનો કર સદરહુ કોર્ટ ઓફ વોર્ડઝ, એડમીનીસ્ટ્રેટર જનરલ, ઓફીશીયલ ટ્રસ્ટી, રીસીવર અથવા મેનેજરના ઉપર આકારવામાં આવશે તથા

તેની પાસેથી વસુલ કરવામાં આવશે અને આ આકટના સઘળા ઠરાવોને તે મુજબ અમલ થશે.

૩૩. (૧) બ્રીટીશ હીંદુસ્તાનની બહાર રહેનારા કોઇપણ શખસની બાબતમાં, બ્રીટીશ હીંદુસ્તાનમાં કોઇપણ ધંધા રોજગારને લગતા કાંઇપણ સંબંધને લીધે અથવા સંબંધ ઉપરથી, પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે તેને મળતો સઘળો નફો અથવા થતી સઘળી મળતરને, બ્રીટીશ હીંદુસ્તાનમાં મળતી અથવા થતી આવક ગણવામાં આવશે, અને એવા કોઇપણ શખસના મુખત્યારના નામથી તે ઉપર આવકનો કર આકારવામાં આવશે, અને એવા મુખત્યારને આ આકટના સઘળાં કારણુ સારૂ, એવા આવક ઉપરના કરના સંબંધમાં, કર આપનાર ગણવામાં આવશે;

(બ્રીટીશ હીંદુસ્તાનમાં) નહિ રહેનારા.

પણુ એવું ઠરાવ્યું છે કે, બ્રીટીશ હીંદુસ્તાનમાં નહિ રહેનારા સદરહુ શખસની બ્રીટીશ હીંદુસ્તાનમાં આવેલી અથવા હવે કોઇપણુ વખતે આવે તે મીલકતમાંથી પણુ આ આકટના ઠરાવો મુજબ કરની ચઢેલી કોઇપણુ બાકીની રકમ વસુલ કરવાનો અધીકાર છે.

(૨) જ્યારે બ્રિટીશ હીંદુસ્તાનમાં રહેતો નહિ હોય તથા બ્રિટીશ રઇયત અથવા મલીક મુઆઝમના મુલકમાં સ્થપાયલી પેઢી અથવા કંપની અથવા તેની શાખા ન હોય, એવો શખસ, બ્રિટીશ હીંદુસ્તાનમાં રહેતા શખસ સાથે ધંધોરોજગાર ચલાવતો હોય, અને, પ્રસંગ પ્રમાણે, કલેક-ટરને અથવા કમીશરને એમ માલમ પડે કે ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) રહેનારા અને ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) નહી રહેનારા શખસો વચ્ચે ગાઢા સંબંધને લીધે તથા ( બ્રિટીશ હીંદુસ્તામાં ) ન રહેનારાનો ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) રહેનારા ઉપર મજબુત અંકુશ રહેતો હોવાને લીધે, તે બેઉ શખસો વચ્ચે ધંધારોજગારની એવી રીતની તજવીજ કરવામાં આવી છે, કે જેથી ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) રહેનારા ( બ્રિટીશ હીંદુ-સ્તાનમાં ) નહી રહેનાર, સાથના પોતાના સંબંધને લીધે કરેલા ધંધા રોજગારમાં (બ્રિટીશ હીંદુસ્તાનમાં) રહેનારાને કાંઇપણુ નફો મળતો નથી, અથવા તે ધંધારોજગારમાં સાધારણુ રીતે જે નફાની આશા રાખવામાં

આવતી હોય તેના કરતાં ઓછો નફો મળે છે તે તેમાંથી મળતા નફા ઉપર અથવા તો તેમાંથી વ્યાજબી રીતે જે નફો મળવાનું ગણવામાં આવે તે નફા ઉપર, ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) રહેનારા શખ્શના નામથી કર આકારવામાં આવશે અને તે શખ્સને આ આકટના સઘળાં કારણો સારૂ એવા આવક ઉપરના કરના સંબંધમાં કર આપનાર ગણવામાં આવશે.

મુખત્યારમાં તેવી રીતે ગણેલા શખ્સોનો સમાવેશ થાય છે.

૩૪, બ્રિટીશ હીંદુસ્તાનની બહાર રહેનારા કોઇપણ શખ્સે અથવા તે શખ્સના વતી, નોકરીએ રાખેલા અથવા એવા શખ્સની સાથે ધંધારોજગારનો સંબંધ રાખનારા જે કોઇપણ શખ્સ ઉપર, કલેકટરે, (બ્રિટીશ હીંદુસ્તાનમાં) નહી રહેનારા શખ્સના મુખ્ત્યાર તરીકે ગણવાના પોતાના ઇરાદાની નોટીસ બજાવી હોય તે શખ્સને આ આકટનાં કારણો સારૂ એવી તરેહનો મુખ્ત્યાર ગણવામાં આવશે:

પણ એવું ઠરાવ્યું છે કે, ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) નહીં રહેનારા શખ્સના કોઈપણ માણસનો પોતાની પાત્રતા વીષે કલેકટર આગળ કહેવાની તક મળ્યા શીવાય ( બ્રિટીશ હીંદુસ્તાનમાં ) નહી રહેનારાનો મુખત્યાર ગણવામાં આવશે નહી.

---

## બાબ ૫ મો.

### કર વસુલ કરવા બાબત.

કર ક્યારે આપવાનો તે.

૩૫. ૨૦મી કલમ મુજબની માગણીની નોટીસમાં અથવા ૨૨મી, ૨૩મી અથવા ૨૪મી કલમ મુજબની હુકમમાં આપવાની તરીકે નીર્દીષ્ટ કરેલી આવક ઉપરના કરની રકમ, સદરહુ નોટીસ અથવા હુકમમાં જે વખત, જે જગ્યા તથા જે શખ્સ જણાવ્યાં હોય તે વખતની અંદર, તે જગ્યાએ તથા શખ્સને, ભરવી જોઇએ; અથવા એવી રીતે કાંઇપણ વખત જણાવ્યો નહી હોય તો, નોટીસ અથવા હુકમની તારીખ પછીના

બીજા મહીનાને પહેલે દીવસે અથવા તે પહેલાં ભરવી જોઇએ; અને કોઈપણ કર આપનાર એવી રીતે ભરવાનું ચુકે તો તેને તકસીરવાન ગણવામાં આવશે; પણ એવું ઠરાવ્યું છે કે, કોઈ કર આપનારે ૨૧મી કલમ મુજબ અરજી આપી હોય ત્યારે જ્યાંસુધી એવી અરજીનો નીકાલ થાય નહી ત્યાંસુધી કલેકટરને, પોતાને વ્યાજબી લાગે તો, તે તકસીરવાન નથી એમ ગણવાનો અધિકાર છે.

વસુલ કરવાની રીત અને વખત.

૩૬. (૧) આવક ઉપરનો કર ભરવામાં, કર આપનાર કસુર કરે ત્યારે, કલેકટર, પોતાને વ્યાજબી લાગે તો, કાંતો જાણે જમીનમહેસુલની બાકી હોય તેમ, અથવા જે સ્થાનીક સરકારના તાબા હેઠળ કલેકટર હોય, તે સ્થાનીક સરકાર જે મુલકનો કારભાર કરતી હોય તે મુલકના કોઇપણ ભાગમાં જે કોઇ કાયદો વિદ્યમાન કાળે અમલમાં હોય તે કાયદાની રૂયે નાંખેલા કોઇ મ્યુનીસીપલ ટેક્ષની અથવા સ્થાનીક કરની બાકીની રકમ વસુલ કરવાને જે કોઇ રીત અમલમાં લાવી શકાય તે રીતથી, કરની બમણી કરતાં વધારે ન હોય એવી રકમ વસુલ કરવાને મુખત્યાર છે.

(૨) "પગાર"ના સદર હેઠળ આકારવાજોગ કાંઇપણ આવકની રકમ કોઇપણ કર આપનારને મળતી હોય તો કલેકટર, પેટા-કલમ (૧)ની રૂયે વસુલ કરવાની કોઇપણ રકમ, તે ભરવાની માગણી કર્યાની તારીખ પછી જે કાંઇ રકમ તેને આપવાની હોય તેમાંથી બાદ કરી, તે રકમ આપનાર કોઇપણ શખસને, ભરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને સદરહુ શખસે એવી કોઇ માગણી પ્રમાણે ચાલવું જોઇએ, અને એવી રીતે કાપી લીધેલી રકમ હીંદુસ્તાન સરકારને ખાતે અથવા ગવર્નર જનરલ ઇન કાઉનસીલ ફરમાવે તેવી રીતે જમે આપવી જોઇએ.

(૩) મ્યુનીસીપલ ટેકસ અથવા સ્થાનીક કર વસુલ કરવા માટેની કોઇપણ રીત અમલમાં આણવા સારૂ ઉપર કહ્યા તેવા કોઇપણ આકટની રૂયે જે અધીકાર ચલાવવા પડે અથવા જે કર્તવ્ય કરવાં પડે તેજ અધીકાર અને તેજ કર્તવ્યો, જ્યારે તેજ રીત, આ આકટની રૂયે નાખેલો કર વસુલ કરવાને (૧)લી પેટા-કલમની રૂયે વાપરવામાં આવે ત્યારે,

કઈ સત્તાએ તે અધીકાર ચલાવવા અથવા તે કર્તવ્યો કરવાં તે સ્થાનીક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.

(૪) કોઈ નિર્દીષ્ટ કરેલા પ્રદેશની બાબતમાં, કોઇ મ્યુનીસીપલ ટેક્ષ અથવા સ્થાનીક કર, જે માણસ વસુલ કરતો હોય અને જે રીતે વસુલ કરવામાં આવતા હોય તેજ માણસે અને તેજ રીતે તે મ્યુનીસીપલ ટેક્ષ અથવા સ્થાનીક કરની સાથે અને તેની ઉપરાંત, આવક ઉપરનો કર વસુલ કરવો એવું સ્થાનીક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.

(૫) કલમ ૩૩ (૧)ના ઠરાવોની રૂએ હોય તે શીવાય, જે વરસને માટે આ આકટની રૂએ કોઇપણ રકમ આપવાની હોય તેની આ આકટ મુજબ જે વર્ષમાં માગણી કરી હોય તે વર્ષના છેલ્લા દીવસથી એક વર્ષ પુરૂં થયા પછી તે રકમ વસુલ કરવા સારૂ કાંઇપણ કામ ચલાવવામાં આવશે નહીં.

---

## બાબ ૬ ઠો.

### શેર ધારણ કરનારને તથા બીજાઓને કરની રકમ પાછી આપવા બાબત.

દરેક શેર ધારણ કરનારને, ભાગીદારને તથા સિક્યુરીટીઓના માલીકને કરની રકમ પાછી આપવા બાબત.

૩૭. (અ) જે કોઇ કંપની તરફથી કાંઇ ડીવીડંડ મળ્યું હોય તેવો કોઈ શેર ધારણ કરનાર: અથવા

(બ) ૧૪ મી કલમનાં વીશેષ ઠરાવની રૂએ વધારેમાં વધારે દરે આવક ઉપર કર આકારવામાં આવ્યો હોય એવી પેઢીના નફાનો ભાગ જેને મળ્યો હોય તેવો તેનો ભાગીદાર, અથવા

(ક) જે કોઇ સીકયુરીટીના વ્યાજમાંથી ૧૫મી કલમના ઠરાવો મુજબ આવકપરનો કર કાપી લેવામાં આવ્યો હોય તે સીકયુરીટીનો માલીક—

જો કલેકટરની એવી ખાતરી કરી આપે કે, આગલા વર્ષમાં સઘળાં સાધનોદ્વારા તેની કુલ આવક પ્રસંગ પ્રમાણે, ૨ જા પરિશિષ્ટમાં બતાવેલી રકમોમાંની કોઇપણ રકમ કરતાં ઓછી હતી, તો સદરહુ ડીવીડંડ, નફાના ભાગ અથવા વ્યાજ ઉપર, એવી દરેક રકમ સામે તેજ પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા દર પ્રમાણે ગણેલી રકમ પાછી મેળવવાનો તેને હક છે.

કરની રકમ પાછી મળવા માટેના દાવાની મૂદતની હદ.

૩૮. આવકપરના કરની કોઇપણ રકમ પાછી મળવા માટેનો ૩૭ મી કલમ મુજબ દાવો જે વર્ષના સંબંધમાં સદરહુ દાવો હોય તેના છેલ્લા દીવસથી એક વર્ષની અંદર કરવામાં આવે નહીં તો, તે ચાલી શકશે નહી.

---

## બાબ ૭ મો.

### ગુન્હા અને શિક્ષા.

કર આપવામાં અથવા પત્રકો અથવા લેખી હકીકતો મોકલવામાં અથવા તપાસ કરવા દેવામાં કસુર કરવા બાબત.

૩૯. વ્યાજબી કારણ અથવા સબબ વગર જો કોઈ શખસ—

(અ) કલમ ૧૫ અથવા કલમ ૩૬ (૨) માં ફરમાવ્યા મુજબ કોઈ કર કાપી લેવાને અને ભરવાને ;

(બ) ૧૬મી, ૧૭મી અથવા ૨૮મી કલમમાં જણાવેલાં પત્રકોમાંનું કોઇપણ પત્રક વખતસર કલેકટરને પહોંચતું કરવાને અથવા કરાવવાને ; અથવા

(ક) ૨૯ મી કલમના ઠરાવેલી રૂયે તપાસ કરવા અથવા નકલો લેવા દેવાને ;

(ડ) ૧૮ મી કલમની રૂયે કાઢેલી નોટીસમાં જણાવેલી તારીખે અથવા તે પહેલાં, હાજર થવાને અથવા સદરહુ નોટી-

સમાં જણાવેલા હીસાબો તથા દસ્તાવેજો રજુ કરવાને
અથવા રજુ કરાવવાને

ચુકશે, તો મેજીસ્ટ્રેટ આગળ તેનાપર ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી, જેટલા દીવસ સુધી કસુર જારી રહેશે તે દરેક દીવસ માટે તેને ૧૦ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

એકરારમાં જણાવેલી ખોટી હકીકત.

૪૦. કલમ ૧૭ અથવા કલમ ૨૧ (૩)માં જણાવેલા પત્રક તથા અરજી ખરાં હોવાં બાબતના એકરારમાં જો કોઇપણ શખસ, જે હકીકત ખોટી હોય તે, અને જે હકીકત ખોટી છે એવું તે જાણતો હોય અથવા માનતો હોય અથવા જે હકીકત સાચી છે એવું તે માનતો નહી હોય, તે જણાવશે તો, તેણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૭મી કલમમાં જણાવેલો ગુન્હો કરેલો ગણવામાં આવશે.

કલેકટરના કહેવાથી કામ ચલાવવા બાબત.

૪૧, (૧) ૩૯મી અથવા ૪૦મી કલમ મુજબના ગુન્હા માટે કોઇપણ શખસ ઉપર કલેકટરના કહયા શીવાય કામ ચલાવવાશે નહી.

(૨) કલેકટર, કોઇપણ કામ ચાલતું મોકુફ રાખવાને અથવા કોઇપણ ગુન્હાના સંબંધમાં પતાવટ કરવાને મુખત્યાર છે.

સરકારી નોકરે કોઈ માહિતી ફોડી દેવા બાબત.

૪૨. આ આકટના ઠરાવોની રૂયે તઇયાર કરેલી કેફીયતમાં અથવા પુરાં પાડેલાં પત્રકમાં જણાવેલી સઘળી હકીકતો ખાનગી તરીકે ગણવી, અને જો કોઈ સરકારી નોકર, આ આકટ મુજબ તઇયાર કરેલી કોઇપણ કેફીયત અથલા પુરાં પાડેલાં પત્રકમાં જણાવેલી કોઇપણ હકીકતો ફોડશે તો તે વત્તામાં વત્તા ૭ મહીના સુધીની કેદની તથા દંડની પણ શીક્ષાને પાત્ર થશે;

પણ એવું ઠરાવ્યું છે કે, સ્થાનીક સરકારની અગાઉથી મંજુરી લીધા શીવાય, આ કલમની રૂયે કોઇપણ માણુસપર કામ ચલાવી શકાશે નહી.

# બાબ ૮ મો.

## પરચુરણ.

કાનુન કરવાનો અધીકાર.

૪૩. (૧) ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને આ આકટના હેતુઓ પાર પાડવા સારૂ અને કોઈપણ જાતની આવકની ખાતરી કરવા તથા તે મુકરર કરવા સારૂ કાનુનો કરવાનો અધીકાર છે, તથા તે ઠરાવે તેવા નીબંધો તથા શરતોને પાત્ર સ્થાનીક સરકારને, તે સરકારનાં તાબામાં જે મુલકો હોય તેને લગતી એવી કાનુનો કરવાનો અધીકાર આપવાને તે મુખત્યાર છે.

(૨) ઉપર જણાવેલા અધીકારના સામાન્યપણાને બાધ ન આવે તેવી રીતે સદરહુ કાનુનોમાં,—

(અ) આવક અંશતઃ ખેતીવાડીદ્વારા મળતી હોય અને અંશતઃ ધંધારોજગારદ્વારા મળતી હોય તેવે પ્રસંગે કર આકારવાજોગ આવક કેવી રીતે નક્કી કરવી તે રીત ઠરાવવાનો, પછી તે કોઈ વર્ગને લગતી હોય યા તો ચોકસ બાબતો માટે હોય તેની કાંઈ હરકત નહીં.

(બ) વીમા કંપનીઓની કર આકારવાજોગ આવક કેવી રીતે અને કઇ પદ્ધતીથી નક્કી કરવી તે રીત તથા પદ્ધતી ઠરાવવાનો,

(ક) બ્રિટીશ હીંદુસ્તાનમાં નહી રહેનારા શખસોની અથવા તેના સંબંધમાં કર આપનાર ગણાતા હોય તે શખસોની કર આકારવાજોગ આવક કેવી રીતે અને કઇ પધતીથી નક્કી કરવી તે રીત તથા પદ્ધતી ઠરાવવાનો,

(ડ) કર આકાર્યાના પતાવટની રીત ઠરાવવાનો તથા કલેકટર, કર આપનારની સાથે તેમનો કર આકારવાના સંબંધમાં કઈ શરતોએ પતાવટ કરવાને મુખત્યાર છે તે શરતો ઠરાવવાનો,

(ઇ) કરની રકમ પાછી મળવા માટેની અરજીઓની બાબતમાં કઈ પદ્ધતીથી કામ કરવું તે પધાત ઠરાવવાનો ;

(ફ) આ આકટની રૂયે જે બાબત ઠરાવવાની હોય તેવી કોઇ પણ બાબત ઠરાવવાનો ;

અધીકાર છે.

(૩) આ કલમની રૂયે કરેલી કાનુનો, પ્રસંગ પ્રમાણે, ઈંડીયા ગેઝેટમાં અથવા સ્થાનીક સરકારી ગેઝેટમાં પ્રસીધ કરવામાં આવશે અને તે ઉપરથી, તે જાણે આ આકટમાં કરવામાં આવી હોય તેમ તેનો અમલ થશે.

માફી આપવાનો તથા બીજી બાબતનો અધીકાર.

૪૪. ગવર્નર જનરલ ઈન કાઉનસીલને, ઇંડીયા ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને, કોઇપણ જાતની આવકના અથવા કોઇપણ વર્ગના શખસોની પુરેપુરી આવકના અથવા તેના કોઈપણ ભાગના કરના સંબંધમાં માફી આપવાનો, તેના દરમાં ઘટાડો અથવા બીજો ફેરફાર કરવાનો અધીકાર છે.

પહોંચ તથા તેમાં શું લખવું તે.

૪૫. જ્યારે આ આકટની રૂયે કલેકટરને કંઈપિણ પૈસા આપ્યા હોય અથવા તેણે તેની રૂયે વસુલ કર્યા હોય ત્યારે, તેણે ઠરાવેલી વિગતો જણાવીને તેની એક પહોંચ આપવી જોઇએ.

નોટીસની બજાવણી.

૪૫. આ આકટ મુજબની કોઇપિણ નોટીસ અથવા માંગણી, તેમાં જણાવેલા શખસ ઉપર સને ૧૯૦૮ના દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાના સમન માટે જે રીત ઠરાવી છે તે રીતે પોસ્ટદ્વારા અથવા તો નોટીસની અથવા માગણીની નકલ તેણે આપીને અથવા લેવાનું કહીને, બજાવવી.

ધંધારોજગારની મુખ્ય જગ્યા ઠરાવવાનો અધીકાર.

૪૭. (૧) જ્યારે જુદી જુદી સ્થાનીક સરકારના તાબામાં આવેલા મુલકોમાં કોઇ કર આપનારની ધંધા રોજગારની ઘણી જગ્યાઓ હોય ત્યારે, તે જગ્યાઓમાંની કઈ જગ્યા આ આકતના કારણો સારૂ તેના ધંધારોજગારની મુખ્ય જગ્યા ગણવી તે ગવર્નર જનરલ ઈન કાઉનસીલ ઠરાવવાને મુખત્યાર છે.

(૨) જ્યારે એકજ સ્થાનીક સરકારના તાબાના મુલકોમાં કોઇ કર આપનારની ધંધારોજગારની ઘણી જગ્યાઓ હોય, ત્યારે તે જગ્યાઓમાંની કઇ જગ્યા આ આકટનાં કારણો સારૂ તેના ધંધારોજગારની મુખ્ય જગ્યા ગણવી તે ઠરાવવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

(૩) જે અમલદારોને પ્રસંગ પ્રમાણે, ગવર્નર જનરલ ઇન કાઉન્સીલે અથવા સ્થાનીક સરકારે, આ અર્થે નીમ્યા હોય તે અમલદારોને, આ કલમ ઉપરથી આપેલા અધીકારો આપવાને તે મુખત્યાર છે અને તે ચલાવવાને તે અમલદારો મુખત્યાર છે.

જવાબદારી દુર કરવા બાબત.

૪૮. જે બીજા માણસની આવકને માટે આ આકટની રૂયે કોઈ કર કાપી લેનાર, રાખનાર અથવા આપનાર દરેક શખસની તેને કાપવા, રાખવા, અથવા આપવા બાબતની તેની જવાબદારી દુર કરવામાં આવી છે.

વખતોવખત ચલાવવાના અધીકાર.

૪૯. આ આકટની રૂયે આપેલા હોય અથવા આપી શકાય તેવા સઘળા અધીકારો, વખતોવખત, જેમ જરૂર જણાય તેમ, ચલાવી શકાશે.

કેટલાક સ્થાનીક સરકારના અધીકાર બાબત.

૫૦. સ્થાનીક સરકાર, સ્થાનીક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસીધ્ધ કરીને, કલેકટરના અથવા કમીશનરના અધીકારો ચલાવવાને અથવા તેનું કામકાજ કરવાને અમલદારો નીમવા માટે આ આકટની રૂયે પોતાને મળેલા સઘળા અથવા કોઇપણ અધીકાર તથા કલમ ૩૬ તથા કલમ ૪૨ના વીશેષ ઠરાવની રૂયે પોતાને મળેલા સઘળા અથવા કોઈપણ અધીકાર, ચીફ રેવેન્યુ ઓથોરીટીને આપવાને મુખત્યાર છે.

ચીફ રેવેન્યુ ઓથોરીટીએ મુકદમાની વીગત હાઈ કોર્ટને મોકલવા બાબત.

૫૧. (૧) જો આ આકટ મુજબ કોઇપણ કર આકારવાની દરમીયાન અથવા તેના સંબંધમાં, ૭મા બાબ મુજબના ચલાવેલાં કામ શીવાયનાં, બીજા કોઈપણ ચલાવેલાં કામમાં આ આકટના અથવા તેની રૂયે કરવામાં આવેલી કાનુનોના કોઇપણ ઠરાવોના અર્થને

લગતો કોઇપણ પ્રશ્ન ઉભો થાય તો, ચીફ રેવેન્યુ ઓથોરીટીએ પોતાની મેળે અથવા પોતાના તાબા હેઠળના કોઇ મુલકી અમલદારના પુછાવ્યાથી સદરહુ મુકદમાની વીગત તઇયાર કરવી અને તે પોતાના અભીપ્રાય સાથે હાઈ કોર્ટને મોકલવી, તથા કોઈ કર આપનારની અરજી આવેલી, સદરહુ અરજી નજીવી છે અથવા તો તે સવાલ પુછાવવાનું બીનજરૂરી છે એમ ખાતરી ન થાય તો, એવો કોઈપણ પ્રશ્ન એ પ્રમાણે પુછાવવો.

(૨) જો હાઈ કોર્ટની, એમ ખાતરી થાય કે મુકદમાની વીગતો તે ઉપરથી ઉભા થયેલા સવાલનો નીર્ણય કરી શકાય તેટલી પુરતી નથી તો સદરહુ કોર્ટ, જે રેવેનયુ ઓથોરીટીએ તે મુકદમો પોતાને મોકલ્યો હોય તેને, તે બાબતમાં સદરહુ કોર્ટ ફરમાવે તેવા વધારા અથવા ફેરફાર કરવા સારૂ પાછો મોકલવાને મુખત્યાર છે.

(૩) હાઇ કોર્ટે, આવો કોઇપણ મુકદમો સાંભળ્યા પછી તેમાં ઉભા થયેલા સવાલોનો નીર્ણય કરવો અને જે કારણોસર પોતે તે નીર્ણય ઉપર આવે તે કારણો જણાવીને પોતાનો ફેસલો આપવો અને કોર્ટની સીલ તથા રજિસ્ટ્રાર સહીવાળી સદરહુ ફેસલાની નકલ, જે મુલકી અધીકારીએ તે સવાલ પ્રથમ ઉઠાવ્યો હોય તેને મોકલી આપવી અને એ સદરહુ મુલકી અધીકારીએ, તે પ્રમાણે તે મુકદમો ચુકાવવો અથવા જો પોતાના તાબાના કોઇપણ મુલકી અધીકારીના પુછાવ્યાથી તે સવાલ ઉભો થયો હોય, તો એવા ફેસલાની એક નકલ એવા અમલદારને મોકલવી અને તેણે એવા ફેસલા મુજબ તે મુકદમો ચુકવવો.

(૪) કર આપનારની અરજી ઉપરથી હાઇ કોર્ટને પુછાવવામાં આવે તેવે પ્રસંગે, ખર્ચ અપાવવો કે કેમ તે કોર્ટની મુનસફી ઉપર રહેશે.

દીવાની કોર્ટમાં દાવાઓ વીષે પ્રતીબંધ.

૫૨. આ આકટની રૂયે આકારેલો કોઈપણ કર કાઢી નાંખવા અથવા તે ઓછો કરવા સારૂ દીવાની કોર્ટમાં કોઇપણ દાવા લાવવા દેવામાં આવશે નહીં, અને આ આકટની રૂયે શુદ્ધબુદ્ધીથી કરેલાં અથવા કરવા ઇરાદો રાખેલાં કોઇપણ કામ સારૂ કોઇપણ સરકારી અમલદાર સામાં

કાંઈ ફરીયાદ માંડવામાં આવશે નહી અથવા દાવો ચાલી શકશે નહીં અથવા બીજું કાંઈ કામ ચલાવવામાં આવશે નહીં.

રદ કરવા બાબત.

૫૩. બીજા પરીશીષ્ટમાં જણાવેલા કાયદાઓ, તેના ચોથે આસનમાં નીર્દીષ્ટ કર્યા છે તેટલે સુધી, આ ઉપરથી રદ કરવામાં આવ્યા છે :

પણ એવું ઠરાવ્યું છે કે આવી રીતે રદ કર્યાથી સદરહુ કોઇપણ કાયદાની રૂએ કોઇપણ શખ્સ પોતાની પાસે લહેણી થતી કોઇપણ રકમ આપવાની જોખમદારીમાંથી મુકત થશે નહીં અથવા રકમ પાછી આપવાના કોઇપણ વીદ્યમાન હકને બાધ આવશે નહીં.

વળી એમ પણ ઠરાવ્યું છે કે આવી રીતે રદ કર્યાથી સને ૧૯૧૭ ના સુપર-ટેકસ આકટને બાધ આવશે નહીં, તથા સદરહુ આકટમાં ઉલ્લેખથી લાગુ પાડેલા અથવા સમાવેશ કરેલા સદરહુ કાયદાના કોઇપણ ઠરાવોનો અમલ, તે આકટના કારણ સારૂ અમલમાં રહેશે.

---

# પરિશિષ્ટ ૧ લું.

( જુઓ કલમ ૧૪. )

## કરનો દર.

૧. જ્યારે કર આકારવાજોગ આવક રૂ. ૨,૦૦૦ કરતાં ઓછી હોય, ત્યારે કાંઈ નહીં.

૨. જ્યારે કર આકારવાજોગ આવક રૂ. ૨,૦૦૦ યા તેથી વધારે હોય, પણ રૂ. ૫,૦૦૦થી ઓછી હોય, ત્યારે. રૂપીયે પાંચ પાઈ.

૩. જ્યારે કુલ આવક રૂ. ૫,૦૦૦ યા તેથી વધારે હોય, પણ રૂ.૧૦,૦૦૦ કરતાં ઓછી હોય, ત્યારે. રૂપીયે ૭ પાઈ.

૪. જ્યારે કુલ આવક રૂ. ૧૦,૦૦૦ યા તેથી વધારે હોય, પણ રૂ. ૨૫,૦૦૦ કરતાં ઓછી હોય, ત્યારે. રૂપીયે નવ પાઈ.

૫. જ્યારે કુલ આવક રૂ. ૨૫,૦૦૦ યા તેથી વધુ હોય, ત્યારે. રૂપીયે એક આનો.

# પરિશિષ્ટ ૨ જું.

( જુઓ કલમ ૩૭. )

## પાછી આપવાની રકમનો દર.

| રકમ. | પાછી આપવાની રકમ. |
| --- | --- |
| ૧. રૂ. ૨,૦૦૦ કરતાં ઓછી ... ... | દર રૂપીયે એક આનો. |
| ૨. રૂ. ૨,૦૦૦ અથવા વધારે, પણ રૂ. ૫,૦૦૦ કરતાં ઓછી ... ... ... | દર રૂપીયે સાત પાઇ. |
| ૩. રૂ. ૫,૦૦૦ અથવા વધારે, પણ રૂ. ૧૦,૦૦૦ કરતાં ઓછી ... ... ... | દર રૂપીયે ૭ પાઈ. |
| ૪. રૂ. ૧૦,૦૦૦ અથવા વધારે, પણ રૂ. ૨૫,૦૦૦ કરતાં ઓછી ... ... ... | દર રૂપીયે ત્રણ પાઈ. |

# પરિશિષ્ટ ૩ જું.

( જુઓ કલમ ૫૩. )

## રદ કરેલા કાયદાઓ.

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| વર્ષ. | નંબર. | ટુંકું નામ. | કેટલો રદ કર્યો તે. |
| ૧૮૮૬ | ૨ | સને ૧૮૮૬ નો હીંદુસ્તાનનો ઇનકમટેકસ આકટ. | રદ કરવામાં આવ્યો નથી તેટલો. |
| ૧૮૯૭ | ૧૪ | સને ૧૮૯૭ નો હીંદુસ્તાનનો ટુંકાં નામ બાબતનો આકટ. | સને ૧૮૮૬ના હીંદુસ્તાનના ઇન્કિમટેક્ષ આકટને લગતું હોય તેટલું પરીશીષ્ટ. |
| ૧૯૦૩ | ૧૧ | સને ૧૯૦૩નો હીંદુસ્તાનનો આવક ઉપર કર બેસાડવા બાબતનો આકટ સુધારવા વીશેનો આકટ. | રદ કરવામાં આવ્યો નથી તેટલો. |
| ૧૯૧૪ | ૪ | સને ૧૯૧૪નો સત્તાની વ્હેંચણી કરવા બાબતનો આકટ. | સને ૧૮૮૬ના હીંદુસ્તાનના ઇન્કિમટેક્ષ આકટને લગતું હોય તેટલું પરિશિષ્ટ. |
| ૧૯૧૬ | ૫ | સને ૧૯૧૬નો હીંદુસ્તાનનો આવક ઉપરના કર બાબતનો (આકટ સુધારવા બાબતનો) આકટ. | આખો. |
| ૧૯૧૭ | ૭ | સને ૧૯૧૭નો હીંદુસ્તાનનો આવક ઉપરના કર બાબતનો (આકટ સુધારવા બાબતનો) આકટ. | આખો. |

**એ. પી. મુડિમેન,**

**સેક્રેટરી નિસબત હીંદુસ્તાન સરકાર.**

**(True translation.)**

**M. K. SHAIKH,**

**Oriental Translator to Government.**